# નવીન વ્યાકરણ

## ભાગ ૩ જો

પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાનાં ઉપલાં
ધોરણો તથા ટ્રેનિંગ સંસ્થા માટે


લેખક તથા પ્રકાશક

**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ.**

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.





આવૃત્તિ ૧લી          સને ૧૯૩[illegible]          પ્રત ૧,૦૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ

**એસ. બી. શાહની કું.**

પાનકોર નાકા—અમદાવાદ.


* * *

કિંમત આઠ આના

# નવીન વ્યાકરણ

## ભાગ ૩જો

પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાનાં ઉપલાં
ધોરણો તથા ટ્રેનિંગ સંસ્થા માટે


લેખક તથા પ્રકાશક

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી એમ. એ.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.





આવૃત્તિ ૧લી    સને ૧૯૩૦    પ્રત ૧,૦૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ

એસ. બી. શાહની કું.

પાનકોર નાકા—અમદાવાદ.


* *
*

કિંમત આઠ આના

# અર્પણ પત્રિકા

શ્રીયુત કૃષ્ણલાલ સુરજરામ વકીલ
એમ. ઈડી.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, દક્ષિણ વિભાગ,
ધારવાડ.

આપે મને ટ્રેનિંગ સંસ્થાઓમાં કેળવણી સંબંધી જ્ઞાન
મેળવવાની અને અખતરા કરવાની જે તક, સરળતા
અને ઉત્તેજન આપ્યાં હતાં તે ઋણ કંઇક
દરજ્જે અદા કરવાનો આ પ્રસંગ લઈ
**નવીન વ્યાકરણ** નામનું આ
પુસ્તક આપને હું સપ્રેમ
અર્પણ કરૂં
છું.

લિ.
મૂ. હી. ચોકસી

# ઉપોદ્‌ઘાત

આ વ્યાકરણમાળાના ભાગ ૧લા માં જણાવ્યા મુજબ તેના બીજા અને ત્રીજા ભાગમાં કેન્દ્રાનુસાર પદ્ધતિ મુજબ આ વિષયનું વિવિધ રીતે નિરૂપણ કર્યું છે. ભાષા અને વ્યાકરણનો સંબંધ, અક્ષર વિન્યાસ, જુદી જુદી જાતની સંધિ, વાક્યમાં આવતાં જુદાં જુદાં પદોની વિશેષ હકીકત, ઉપરાંત સમાસ, પૂર્વગ, વાક્યવિચાર તથા વિરામ-ચિહ્નો વગેરે બાબતનું પણ વિવેચન કર્યું છે. ભાગ ૨જામાં વાક્ય-પૃથક્કરણ, જુદી જુદી જાતનાં મનોયત્ન અને દાખલાથી સરળ અને રસિક થાય તે માટે ખાસ કાળજી રાખવામાં આવી છે. આ પુસ્તક-માં પણ તેજ બાબતોનું વિવેચન વધારે હકીકત સાથે શાસ્ત્રીય રીતે કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેની સાથે વિદ્યાર્થીઓ જાતે પણ આ વિષય સમજી શકે તેવી દૃષ્ટિથી ઘણા દાખલાની મદદથી તે સરળ કરવામાં આવ્યો છે. વાચનમાળામાંથી જુદી જુદી જાતનાં બંધબેસતાં વાક્યો શોધી કાઢી દરેક પાઠમાં મૂકવામાં આવ્યાં છે. "દાખલા ઉપરથી નિયમ ઉપર અને નિયમ ઉપરથી દાખલા ઉપર જવું" એ નિયમનો બનતાં સુધી અમલ કરવા પ્રયત્ન કર્યો છે. આ પુસ્તક રચવામાં જે ગુજરાતી તથા અંગ્રેજી વ્યાકરણની મદદ લેવામાં આવી છે તેના કર્તાઓનો હું ઉપકાર માનું છું. રા. રા. પરમાનંદ ધનેશ્વર વ્યાસ. બી. એ. એમણે આ ભાગ રચવામાં જે ઉપયોગી સૂચના કરી છે તે માટે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. પ્રાથમિક શાળાના સાતમા ધોરણ તેમજ ટ્રેનિંગ સંસ્થાઓ તથા માધ્યમિક શાળાના ઉપલા વર્ગો માટે આ પુસ્તક ઉપયોગી થઈ શકે એવી દૃષ્ટિથી તેની યોજના ઘડવામાં આવી છે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ,
**અમદાવાદ.**
તા. ૬-૧-૩૦

**મૂળજીભાઇ હીરાલાલ ચોકસી**

# અનુક્રમણિકા

# નવીન વ્યાકરણ

## ભાગ ૩ જો

### પાઠ ૧ લો

### ભાષા અને વ્યાકરણનો સંબંધ

**૧. ભાષાના અભ્યાસની અગત્યઃ—**

આપણા વિચાર તથા લાગણી આપણે મુખ્યત્વે શબ્દદ્વારા જણાવીએ છીએ. ભાષાનું ટુંકામાં ટુંકું અંગ વાક્ય છે, કારણ કે કોઈ પણ વાક્ય પ્રથમ કર્તા અને પછી ક્રિયાપદ એમ જુદા જુદા પદનું બનેલું નથી પણ તે તો આપણા વિચારનું બાહ્ય સ્વરૂપ છે. તેથી તેના દરેક શબ્દનો અરસ્પરસ સંબંધ અંગરૂપ છે, એટલે અમુક વાક્યમાં આપણે જડ પદાર્થની માફક ગમે તેમ શબ્દ લઈને મૂકી શકતા નથી, કારણ કે તેથી વિપરિત અર્થ થાય છે. આવી રીતે આપણને માલમ પડે છે કે વાક્યમાં વપરાએલા શબ્દો એકબીજાની સાથે સાપેક્ષ સંબંધ ધરાવે છે અને તેમના આવા સંબંધને લીધેજ તેનો અમુક અર્થ ફલિત થાય છે. ભાષા એ આવા અર્થયુક્ત શબ્દની રચના છે અને અમુક સંબંધમાં વપરાતા શબ્દનો એક પ્રકારનો અનન્ય અર્થ ઉદ્ભવે છે; તેથી ભાષાના અભ્યાસમાં શબ્દનો પરસ્પર સંબંધ અને તેના વ્યાપારનો વિચાર આવશ્યક લાગે છે; નહિ તો લેખકનો ધારેલો વિચાર સમજી શકાતો નથી અને તેથી કોઈ કોઈ વાર તો ઘણો અનર્થ પણ થાય છે. આ કારણને લીધે શબ્દોનો યથાર્થ

અર્થ સમજવા માટે તેમનો અરસ્પરસ સંબંધ જાણવાની ખાસ જરૂર પડે છે.

પરંપરાથી જે વિચારનો સંગ્રહ કરવામાં આવ્યો હોય છે તેનો લાભ સમાજની દરેક વ્યક્તિ ભાષાના અભ્યાસદ્વારા લઈ શકે છે; અને તેથી ભાષાના ઉત્તમ અભ્યાસને માટે વિદ્યાર્થીઓએ ઘણી કાળજી રાખવી જોઈએ. ભાષાના અભ્યાસમાં વ્યાકરણ એ મુખ્ય વિષય ગણાય છે; કારણ કે તેના ઉપર ભાષાશુદ્ધિનો આધાર છે; પછી તેનો ઉપયોગ બોલીને થતો હોય કે લખીને થતો હોય, પણ ભાષાના જે સ્થાપિત નિયમ હોય તે દ્વારાજ તેની શુદ્ધિ જાળવી શકાય છે. જો દરેક વ્યક્તિ તેની સ્વેચ્છાનુસાર ભાષાનો ઉપયોગ કરે તો સમાજમાં ઘણી અવ્યવસ્થા થઈ જાય અને તેથી વ્યવહાર અટકી પડે; કારણ કે મનુષ્યો સામાન્ય જ્ઞાનના અભાવે એક બીજાને સમજી શકે નહિ, તેમજ પોતાના વિચાર અન્યને સમજાવી શકે પણ નહિ. આ કારણને લીધેજ મનુષ્યનો અનુભવ સામાન્ય રીતે દર્શાવવાને અને સમજવાને માટે ભાષાના બંધારણ સંબંધી અમુક નિયમો સ્વીકારવામાં આવ્યા હોય છે. જે વસ્તુ કે બનાવની સામાન્ય સમજણ હોતી નથી તે સંબંધી બોલવા તથા ચાલવાનો વહેવાર પણ થઈ શકતો નથી. આવા સબળ કારણસર દરેક સમાજમાં ભાષાને નિયમિત કરવા માટે વ્યાકરણની યોજના કરવામાં આવી હોય છે.

**૨. ભાષા અને વ્યાકરણનો સંબંધઃ—**

વ્યાકરણમાં નવું ચેતન કે કંઈ નવીન સત્ય ઉપજાવવાની શક્તિ નથી પણ તેનું કર્તવ્ય તો ભાષાની અશુદ્ધિને અટકાવવાનું છે, તેમ જ તેના નિયમોની મદદથી શુદ્ધ બોલવામાં અને લખવામાં આપણને મદદ આપવાનું છે. એ વાત ખરી છે કે કોઈ પણ માણસ વ્યાકરણની નિપુણતાને લીધે સારો લેખક કે વક્તા થઈ શકતો નથી. અભણ મનુષ્યોનો પણ ભાષા ઉપર સારો કાબુ હોય છે અને તેઓ લાંબા વખત સુધી શુદ્ધ બોલી શકે છે અને વ્યાખ્યાન પણ આપી

શકે છે. જેવી રીતે શારીર શાસ્ત્રના જ્ઞાનથી જઠરાગ્નિ વધારે પ્રદીપ્ત થતી નથી, તેવી રીતે વ્યાકરણના સારા જ્ઞાનથી કોઈ વ્યક્તિમાં સાહિત્યની સર્જનશક્તિ આવતી નથી; પણ એટલું તો ખરૂં છે કે જે માણસને જઠરનું જ્ઞાન હોય છે ને જ્યારે એમાં બગાડ થાય છે ત્યારે તે દૂર કરવાનું તેને સૂઝે છે; તેવીજ રીતે વ્યાકરણના અભ્યાસથી શબ્દના અરસપરસ સંબંધના જ્ઞાનને લીધે ભાષાના દોષો થતા અટકી પડે છે અને વધારે શુદ્ધ ભાષા લખી અને બોલી શકાય છે. આ પ્રમાણે વ્યાકરણનો સંબંધ ભાષા પરત્વેનો છે.

**૩. ભાષા એટલે શું ?**—આપણા મનના વિચાર કે લાગણી આપણે અમુક ચિહ્નોદ્વારા દર્શાવીએ છીએ. અમુક ઇસારા કે ચેષ્ટાથી આપણો મનોભાવ આપણે બીજાને જણાવીએ છીએ એ ખરૂં, પણ તે સંજ્ઞા અંધારામાં કે દૂરની જગ્યાએ કામમાં આવતી નથી; તેથી આપણા મનના જુદા જુદા વિચાર કે ભાવ આપણે જે નિશ્ચિત સંજ્ઞાદ્વારા જણાવીએ છીએ તેને **ભાષા** કહે છે. ભાષા બે પ્રકારની હોય છે: (૧) બોલેલી અને (૨) લખેલી. લેખી ચિહ્નોદ્વારા દર્શાવેલા વિચારને **લિપિ** કહે છે. પહેલાં બોલીને આપણા વિચાર જણાવવામાં આવતા હતા પણ પાછળથી લેખી ચિહ્નોની શોધ થવાથી તે વિચારને સાંકેતિક સ્થાયી સ્વરૂપ આપવામાં આવ્યું અને તેને લીધે સાહિત્યનો સંગ્રહ અને તેનો વિકાસ લોકોમાં વિશેષ થવા લાગ્યો.

**૪.** આપણી ભાષાનું નામ—**'ગુર્જરત્રા'***=**ગુજજરત્તા** ઉપરથી ગુજરાતી પડ્યું છે. ગુર્જર લોકોએ બીજાં વિદેશી ટોળાંની માફક હિંદ ઉપર હલ્લો કરી પંજાબ અને સંયુક્ત પ્રાંતમાં પોતાની સત્તા પ્રથમ જમાવી. પછી રજપુતાના સર કરી ભિન્નમાળ (શ્રીમાળ)માં રાજ્યગાદી સ્થાપી હતી, અને ત્યાંથી તેની સત્તા ભરુચમાં અને મહી નદીના ઉત્તર ભાગમાં ફેલાઈ હતી. ગુર્જર લોક ઉપરથી આપણી

---

* ગુર્જરોને આશ્રય આપનારી ભૂમિ.

ભાષા **ગુજરાતી** કહેવાય છે. સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ શબ્દો નીકળ્યા છે અને પ્રાકૃત ઉપરથી ગુજરાતી ભાષા નીકળવાથી સંસ્કૃત એ તેનું મૂળ છે. આપણી ભાષામાં સંસ્કૃત તેમજ તે ઉપરથી નીકળતા અપભ્રષ્ટ શબ્દો છે. આ ઉપરાંત ફારસી, અરબી અને અંગ્રેજી શબ્દો પણ તેમાં દાખલ થયા છે.

**૫. વ્યાકરણનો અર્થ**—તેનો શબ્દાર્થ **वि+आ+करण** એટલે **वि**=વિશેષ **आ**=હદ બતાવનાર ઉપસર્ગ અને **करण** એ **कृ** ધાતુનું ક્રિયાવાચક નામ છે અને તેનો અર્થ 'કરવું' એમ થાય છે, અર્થાત્ ભાષાના ઉપયોગની વિશેષ હદ બતાવનાર જે નિયમો છે તે વ્યાકરણનો સામાન્ય અર્થ છે. ભાષા શુદ્ધ બોલવાના તથા લખવાના નિયમો આપણને વ્યાકરણમાંથી મળે છે. તેનો બીજો અર્થ **व्याक्रियन्ते शब्दा अनेन इति व्याकरणम्** અર્થાત્ શબ્દોનું સ્પષ્ટીકરણ એટલે શબ્દોની વ્યુત્પત્તિ, તેમનું શુદ્ધ સ્વરૂપ તથા વાક્યમાં શબ્દનો અરસપરસ કેવી રીતનો સંબંધ હોય છે તથા તેમનો વ્યાપાર બતાવનાર જે નિયમો શોધી કાઢવામાં આવ્યા છે તેને **વ્યાકરણ** કહે છે; તેથી બીજા શાસ્ત્રની માફક પણ વ્યાકરણ એ એક શાસ્ત્ર છે.

૬. આપણા વિચારનું ટુંકું અંગ વાક્ય છે. જે શબ્દોથી મનનો પુરો વિચાર સમજાય છે તેને **વાકય** કહે છે. આ વાત આગળ કહેવામાં આવી છે. જેમ વાક્ય શબ્દોનું બનેલું છે તેમ શબ્દ અક્ષરનો બનેલો હોય છે. ગમે તેમ અક્ષર બોલવાથી કે ગોઠવવાથી શબ્દ બનતો નથી. દા. મકસડ, એ અક્ષરો છે. પણ જ્યારે તે ઉપરથી અર્થ સમજાય છે ત્યારે તે **શબ્દ** કહેવાય છે. છગન, એ ત્રણ અક્ષર વગરવિલંબે બોલવામાં આવે છે ત્યારે તેનો **અર્થ** નીકળે છે, તેથી તેને **શબ્દ** કહે છે. જેમ ગમે તેમ શબ્દ મૂકવાથી વાક્ય બનતું નથી તેમ ગમે તેમ અક્ષરો ગોઠવવાથી શબ્દ ઉપજતો નથી. શબ્દનો અર્થ અવાજ—ધ્વનિ થાય છે. જે અવાજ અર્થયુક્ત હોય છે તે શબ્દ કહેવાય છે. પશુપક્ષીઓ તેમની લાગણી અમુક ધ્વનિથી

દર્શાવે છે પણ તે ધ્વનિ બરાબર જુદા જુદા મનોભાવ વ્યક્ત કરવાને પુરતો નથી, તેથી તેમની ભાષા ઘણી સાદી બીજરૂપે છે, પણ આપણે આપણા વિચાર અને લાગણીના ઝીણા ઝીણા ભેદ અમુક ધ્વનિ–અવાજદ્વારા દર્શાવી શકીએ છીએ તેથી આપણી ભાષા વિકાસ પામેલી છે.

શબ્દનો જેટલો ભાગ છૂટો પાડીને સ્પષ્ટ બોલી શકાય છે તેને **અક્ષર**× કહે છે. કેટલાક એકજ અક્ષરના શબ્દ હોય છે. દા. જો. બા. કેટલાક શબ્દોમાં બે, ત્રણ, ચાર, પાંચ એમ અક્ષરો હોય છે. મગ, મગન, નડિઆદ, મગનલાલ વગેરે. આવી રીતે ભાષામાં વાક્ય, શબ્દ અને અક્ષર હોય છે તેથી વ્યાકરણના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. (૧) અક્ષર વિન્યાસ (વિ+નિ+આસ–આસ્=હોવું) વિચાર પૂર્વક ગોઠવણી એને વિન્યાસ કહે છે. અક્ષરો, તેમનું વર્ગીકરણ અને તેમના ઉચ્ચારસ્થાનનો જે વિચાર કરવામાં આવ્યો હોય છે તે **અક્ષરવિન્યાસ** કહે છે. જે ભાગમાં ભાષાના શબ્દો અને તેમના જુદાં જુદાં રૂપોનું નિરૂપણ થયું હોય છે તેને **શબ્દ-વિન્યાસ** કહે છે.

વાક્યમાં આવતા શબ્દની ગોઠવણીના નિયમો તથા વાક્યો કેવી રીતે ગોઠવાય છે તે વિષયનો જે વિચાર તેને **વાક્યવિચાર** કહે છે. આમાં શબ્દોની ગોઠવણી અને તેમનો અરસપરસ સંબંધનો સમાવેશ થાય છે.

---

×અક્ષર (અસ્=હોવું, વ્યાપવું), એટલે ભાષામાં બધે વ્યાપેલો ધ્વનિ. આ ઉચ્ચારણનાં જે લેખી ચિહ્નો હોય છે તેને **વર્ણ** કે **અક્ષર** પણ કહે છે. વર્ણ=રંગવું એટલે રંગેલા કે આકારવાળા ચિહ્નો. અ+ક્ષર (અ=નહિ; ક્ષર=નાશવંત); જે ધ્વનિ નાશ પામતો નથી પણ કુદરતમાં નિત્ય સ્વરૂપે રહે છે તે અક્ષર છે એવો કેટલાક વિદ્વાનોનો મત છે. મનુષ્યે આ ઉચ્ચારો કુદરતમાંથી શોધી કાઢ્યા છે. હાલમાં કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો શબ્દનો ધ્વનિ નિત્ય છે એમ માને છે–બોલનો નાશ થતો નથી એમ માને છે.

# પાઠ ૨જો

## અક્ષરવિચાર

આપણી ગુજરાતી ભાષા, મરાઠી, બંગાળી, હિંદી અને પંજાબી ભાષાની માફક, પ્રાકૃત ઉપરથી ઉતરી આવેલી છે. જે સંસ્કૃતભાષા સામાન્ય લોકો બોલતા હતા તેને **પ્રાકૃત** કહેતા હતા. પ્રાકૃત ઉપરથી જુની ગુજરાતી અને તે ઉપરથી હાલની આપણી ભાષા થઈ છે; તેથી ગુજરાતી ભાષાનો સંસ્કૃત સાથે ગાઢ સંબંધ છે. આપણી ભાષામાં બે લિપિ વપરાય છેઃ એક ગુજરાતી અને બીજી બાળબોધ યા દેવનાગરી. ગુજરાતીમાં (૧) અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ (૨) ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ત્, થ્, દ્, ધ્, ન્, પ્, ફ્, બ્, ભ્, મ્, ય્, ર્, લ્, વ્, શ્, ષ્, સ્, હ્, ળ્, ક્ષ્, જ્ઞ્. એમ બધા મળીને ૪૮ અક્ષરો છે. સંસ્કૃતમાં પર અક્ષર છે તેનીચે પ્રમાણે છે:—

**(१) अ, आ, इ, ई, उ, ऊ, ए ऐ, ओ, औ, अं, अः, ऋ, ॠ, ऌ, ॡ, (२) क्, ख्, ग्, घ्, ङ्, च्, छ्, ज्, झ्, ञ्, ट्, ठ्, ड्, ढ्, ण्, त्, थ्, द्, ध्, न्, प्, फ्, ब्, भ्, म्, य्, र्, ल्, व्, श्, ष्, स्, ह्, ळ्, क्ष्, ज्ञ्.**

આપણી ગુજરાતીમાં સંસ્કૃતનો ઋ વપરાય છે. દા. ઋષિ, ઋતુ, પૃથ્વી, કૃષ્ણ વગેરેમાં, પણ **ॠ ऌ ॡ** આ ત્રણ અક્ષરનો ઉપયોગ થતો નથી. તેમજ અં અને અઃ ને જુદા સ્વર તરીકે ગણવામાં આવતા નથી અને **क्ष** અને **ज्ञ** એ બે જોડાક્ષર છે તેથી બધા મળી ગુજરાતીમાં ૪૫ અક્ષરો છે.

(આસોપાલવ) એ શબ્દમાં **'આ'**નો ઉચ્ચાર બીજાની મદદ વગર આપોઆપ થઈ શકે છે; તેમજ તેનો ઉચ્ચાર લંબાવતાં તેનું સરખું રૂપ રહે છે તેથી તેને **સ્વર** કહે છે, પણ 'સો' માં સ્+ઓ છે

 

એટલે સ્ નો ઉચ્ચાર એમને એમ થઈ શકતો નથી; પણ 'ઓ'ની મદદથી તેને ઉચ્ચાર થઈ શકે છે. તેવીજ રીતે બીજા અક્ષરોઃ 'પા'માં પ્+આ. લમાં લ્+આ અને 'વ'માં વ્+અ ના સ્વરથી તેમનો ઉચ્ચાર થઈ શકે છે તેથી જે **અક્ષરનો ઉચ્ચાર સ્વર વિના થતો નથી તેને વ્યંજન કહે છે.** કારણ કે વ્યંજનમાં ( વિ=**વિશેષ**, અંજન=આંજવું, મેળવવું ) કંઈ બીજા અક્ષર (સ્વર) મેળવવા પડે છે.

**સ્વર**—સ્વરના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. (૧) હ્રસ્વ, (૨) દીર્ઘ અને (૩) સંધિસ્વર. અ, ઇ, ઉ, ઋ, એ સ્વરોનું મૂળસ્વરૂપ છે કારણકે તેમના ઉપરથી બીજા સ્વરો થયા છે. તેમનો ઉચ્ચાર ટુંકો છે તેથી તેમને **હ્રસ્વ-લઘુ** કહે છે.

આ. ઈ, ઊ, એમના ઉચ્ચાર લાંબા થાય છે તેથી તેમને દીર્ઘ કે ગુરુ કહે છે. સ્વરનો ત્રીજો ભાગ સંધિસ્વરનો છે. તેમાં બે સ્વર મળવાથી જે નવો સ્વર થાય છે તેને **સંધિસ્વર** કહે છેઃ અ+ઇ કે ઈ=એ. આ પ્રમાણે બધા મળી ૧૦ સ્વરો છે તેમાં ઋ ઉપર મુજબ બતાવ્યા પ્રમાણે ઉમેરવાથી ૧૧ સ્વરો થાય છે. ખં (ખ્+અં+) એમાં 'ખ' અને માથે બિંદુ મુકવામાં આવે છે તેથી તેને અનુસ્વાર ( અનુ=પછી, સ્વાર=સ્વરની પછી આવે છે તે ) કહે છે. ખઃ ( ખ્+અ+ઃ ) 'ખ'ની પછી આવાઃ જે બે બિંદુ ઉપર નીચે મૂકવામાં આવે છે તેને વિસર્ગ કહે છે. ( **वि**=વિશેષ, **सृज्** એટલે જે જાણે છાતીમાંથી બહાર કાઢેલો-ફેંકેલો હોય અને જેનો 'હ' જેવો ઉચ્ચાર થાય છે. દા. પ્રાતઃકાળ, અંતઃકરણ, અંગ, મોં, ઈંડું. આ પ્રમાણે વિસર્ગ અને અનુસ્વાર હમેશાં સ્વર પછી આવે છે. જે અક્ષરનો ઉચ્ચાર સ્વર વિના થઈ શકતો નથી તેને **વ્યંજન** કહે છે તે બાબત આગળ સમજાવી છે. બધા મળી ૩૬ વ્યંજન છે. પણ ક્ષ (ક્+ષ) જ્ઞ (જ્+ઞ) એ જોડાક્ષરો છે તેથી બધા મળીને ૩૪ **મૂળાક્ષરો** છે. જે અક્ષરની સાથે બીજો અક્ષર મળેલો હોતો નથી તેને **મૂળાક્ષર** કહે છે. દા. કલમ, મગન, ગરમ, ચોપડી, એ શબ્દોમાં મૂળા-

ક્ષરો છે. જો બે કે વધારે વ્યંજનો ઉચ્ચારમાં સાથે બોલાતા હોય એટલે તેમાં વચ્ચે સ્વર ન આવતો હોય તો તેને જોડવા પડે છે. જોડેલા અક્ષરને **જોડાક્ષર** કહે છે. દા. કહ્યું, માગ્યું, પુષ્કળ, માહાત્મ્ય; આમાં કહ્+યું, માગ્+યું, પુષ્+કળ, માહા+ત્+મ્+ય જોડેલા છે; એટલે પ્રથમના એક કે તેથી વધારે વ્યંજન અધુરા લખવામાં આવે છે અને છેલ્લે સ્વર સહિત લખવામાં આવે છે. પણ, ઈશ્વર, ખર્ચ, છટ્ટી, તત્ત્વ, ચંદ્રમા, સ્વપ્ન, શાસ્ત્ર, મૂર્દ્ધન્ય જેવા શબ્દોમાં શ્વ= શ્+વ, ર્ચ=ર્+ચ, ટ્ટી=ટ્+ટી, ત્ત્વ=ત્+ત્+વ, દ્ર=દ્+ર, સ્વ=સ્+વ, પ્ન= પ્+ન, સ્ત્ર=+ત્+ર, ર્દ્ધન્ય=ર્+દ્+ધ+ન્+ય. જ્યારે એક કરતાં વધારે વ્યંજન જોડાએલો હોય છે ત્યારે તેમાં પહેલાં જે ડાબી બાજુ ઉપર લખાએલા હોય છે તે પહેલા બોલાય છે. કોઈ વખતે જ્યારે જોડાતા નથી ત્યારે તે ખોડા લખવામાં આવે છે. દા. ઉદ્‌ગાર, સદ્‌ગુણ. 'અશ્વ, એમાં શ્+વ છે એટલે શ ને બદલે શ્ર એમ લખવામાં આવે છે. કાનાવાળા વ્યંજન સાથે ર જોડવાથી તે બ્રાહ્મણ, ગ્રહણ, પ્રસન્ન એ રીતે લખાય છે.

| (૧) | સ્વર | (૨) સ્વરનાં ચિહ્ન | (૩) તેનાં નામ |
|---|---|---|---|
| ક્+અ= | અ | નથી | નથી |
| ક્+આ= | આ | ા | કાનો |
| ક્+ઇ= | ઇ | િ | હ્રસ્વ ઇ (સ્વર અજાણુ) |
| ક્+ઈ= | ઈ | ી | દીર્ઘ ઈ (દીર્ઘ અજાણુ) |
| ક્+ઉ= | ઉ | ુ | હ્રસ્વ ઉ (હ્રસ્વવરડું) |
| ક્+ઊ= | ઊ | ૂ | દીર્ઘ ઊ (દીર્ઘવરડું) |
| ક્+એ= | એ | ે | એક માત્રા |
| ક્+ઐ= | ઐ | ૈ | બે માત્રા |
| ક્+ઓ= | ઓ | ો | કાનો માત્રા |
| ક્+ઔ= | ઔ | ૌ | કાનો બે માત્રા |

ક્+અં= અં ં અનુસ્વર
ક્+અઃ= અઃ ઃ વિસર્ગ

જ્યારે સ્વરાંત વ્યંજનની પછી અને સ્વર રહિત અક્ષરની પહેલાં ર્ આવ્યો હોય તો તે 'ર્' રેફ્ તરીકે પછીના વ્યંજન ઉપર લખાય છે. દા. ચક્ર=ચક્ર, ત્+ર્+અને ણ=ત્રણ એમ બોલાય છે પણ વ્યંજન પછી ર્ જોડા આવે છે ત્યારે ધર્મ, મર્મ, કર્મ એમાં આવા ર્ ને રેફ્ કહે છે. આવી રીતે કની સાથે બાર સ્વર આવવાથી કની તેવા બાર+અક્ષરની બારાક્ષરી કહે છે. 'ક'ને કંઈ નથી એટલે તેની આગળ કાનો, માત્રા વગેરે નિશાનીઓ નથી. વ્યંજન સાથે આખા સ્વરને બદલે ઉપર જણાવ્યા મુજબ નિશાનીઓ જોડવામાં આવે છે.

જે અક્ષરનો ઉચ્ચાર સ્વર વિના થતો નથી અને જેમાં ઉમેરવાની જરૂર પડે છે તેને વ્યંજન કહે છે. એવા ગુજરાતી ભાષામાં ૩૪ વ્યંજનો છે. તે બોલવામાં જુદા જુદા ઉચ્ચાર સ્થાનનો ઉપયોગ કરવામાં આવે છે તેથી તેમના નીચે પ્રમાણે વર્ગ પાડવામાં આવ્યા છે.

૧. કંઠસ્થાની કે કંઠ્ય ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, હ્, અ, અને વિસર્ગ
૨. તાળુસ્થાની કે તાલવ્ય ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ય્, શ, ઇ, ઈ
૩. મૂર્દ્ધસ્થાની કે મૂર્દ્ધન્ય ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ર્, ષ્, ળ્, ઋ
૪. દંતસ્થાની કે દંત્ય ત, થ્, દ્, ધ્, ન્, લ્, સ્, લૃ
૫. ઓષ્ઠસ્થાની કે ઔષ્ઠ્ય પ્, ફ્, બ્, ભ્, મ્, વ્ (દંતૌષ્ઠ્ય)ઉ,ઊ,

આ ૨૫ મૂળાક્ષરને **વર્ગીય** કહે છે. જે ઉપરના વર્ગમાં આવતા નથી તે ઉપર મુજબ ૯ વ્યંજન અવર્ગીય કહેવાય છે તો-પણ તેમને તે વર્ગમાં મૂકી શકાય છે.

વ્યંજનના ઉચ્ચાર કરવામાં જેટલો શ્વાસ–પ્રાણ લેવામાં આવે છે તે પ્રમાણે તેના ત્રણ વર્ગ કરવામાં આવ્યા છેઃ—

અલ્પપ્રાણઃ—જેનો ઉચ્ચાર થોડા શ્વાસથી થાય છે તે.

ક, ચ, ટ, ત, પ, ઝ, જ, ઙ, દ, બ, પ, ર, લ, વ, ળ.

મહાપ્રાણઃ—જેનો ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ લેવો પડે છે તે.

ખ, છ, ઠ, થ, ફ, ઘ, ઝ, ઢ, ધ, ભ, સ, ષ, સ, હ,

અનુનાસિકઃ—તેનો ઉચ્ચાર નાકમાંથી થાય છે તે.

ઙ, ઞ, ણ, ન, મ,

સ્પર્શ વ્યંજન જેનો ઉચ્ચાર કરતી વખતે વાણીસ્થાનનો સ્પર્શ પુરી રીતે થાય છે તે કથી મ સુધીના ૨૫ અક્ષરો.

અસ્પર્શ વ્યંજન જેનો ઉચ્ચાર કરતી વખતે વાણીસ્થાનનો સ્પર્શ પુરો થતો નથી.

ય્, ર્, લ્, વ્, ળ્, શ્, ષ્, સ્, હ્. તેના બે વર્ગ થાય છે.

(૧) અંતઃસ્થ (અંતર=મધ્ય, સ્થા રહેવું)=મધ્યે રહેનાર, એટલે વાણીસ્થાનને બરાબર સ્પર્શ કર્યા વગર વચલા ભાગથી તેનો ઉચ્ચાર થાય છે. ય, ર, લ, ળ, વ, આ પાંચ અંતઃસ્થ વ્યંજન છે. કંઈ વ્યંજન અને કંઈક સ્વરને મળતું તેમનું લક્ષણ હોવાથી તેને અર્ધસ્વર પણ કહે છે.

(૨) ઉષ્મા, (ऊष् ઉકળવું, જોસમાં આવવું) જેનો ઉચ્ચાર સાપના સુસવાટા જેવો થાય છે તે શ, ષ, સ, હ.

વળી વ્યંજનના ઉચ્ચાર કઠોર કે કોમળ થાય છે તે પ્રમાણે તેના બે ભાગ કરવામાં આવે છે.

**અઘોષ**—જે અક્ષરનો ઘોષ (ઉચ્ચાર) તો છાતી પર દાબ રાખ્યા સિવાય થાય છે તે. ક, ચ, ટ, ત, પ, ખ, છ, ઠ, થ, ફ, સ, ષ, લાકડાના વાસણનો જેવો રણકારો થાય તેવો તેનો ઉચ્ચાર થાય છે તેથી તેને અઘોષ કહે છે.

**ઘોષ**—જેનો ઉચ્ચાર છાતીપર દાબ રાખીને થાય છે તે, ગ, જ, ડ, દ, બ, ઘ, ઝ, ઢ, ધ, ભ, ઙ, ઞ, ણ, ન, મ, ય, ર, લ, વ, ળ, હ. ધાતુના વાસણ જેવો જેનો રણકારો તેવા અક્ષરને **ઘોષ** કહે છે.

# પાઠ ૩ જો

## સંધિ: ૧. સ્વરસંધિ

જ્યારે બે જુદા જુદા અક્ષરો સાથે આવીને મળી જવાથી નવો અક્ષર થાય ત્યારે તેમની સંધિ (સમ=સાથે ધા=ધરવું, રાખવું)=સંધાણ થયું એમ કહેવાય છે. સંસ્કૃતમાં વાકયમા સાથે સાથેનાં પદ એક બીજા સાથે જોડાઇ જાય છે તેમ ગુજરાતીમાં થતું નથી, પણ જે તત્સમ (તત્=તે, સમ=સરખું) શબ્દો એટલે શુદ્ધ સંસ્કૃત શબ્દો છે તેમાં ફેરફાર થઈ તેઓ જોડાઈ જાય છે. દા. દેશ+અટન=દેશાટન.

**અ+અ**=સ્વર મળવાથી તેમનો **આ** થાય છે.

જ્યારે એક શબ્દને છેડે સ્વર હોય અને તેની પછી બીજા શબ્દના આરંભમાં સ્વર હોય તો તે બંને મળી જઈ નવો સ્વર ઉત્પન્ન થાય છે. સ્વરના આવા મિલનને **સ્વરસંધિ** કહે છે.

૧. પરમ+અર્થ=પરમાર્થ
મિષ્ટ+અન્ન=મિષ્ટાન્ન
સ્વ+અર્પણ=સ્વાર્પણ
જોડ+અક્ષર=જોડાક્ષર
} અ+અ=આ.

૨. વાત+આવરણ=વાતાવરણ
ગોળ+આકાર=ગોળાકાર
સિંહ+આસન=સિંહાસન
પુસ્તક+આલય=પુસ્તકાલય
બ્રહ્મ+આનંદ=બ્રહ્માનંદ
} અ+આ=આ.

આવી રીતે **અ+આ** સ્વર મળવાથી તેમની સંધિ **આ** થાય છે.

૩. વિદ્યા+અર્થી=વિદ્યાર્થી
મિથ્યા+અભિમાની=મિથ્યાભિમાની
રેખા+અંશ=રેખાંશ
} આ+અ=આ.

**આ+અ** સ્વર મળવાથી તેમની સંધિ **આ** થાય છે.

૪. વિદ્યા+આલય=વિદ્યાલય } આ+આ=આ.
મહા+આશય=મહાશય

આમાં એક આનો લોપ થયો છે.

૧. આ દાખલા ઉપરથી સ્પષ્ટ થાય છે કે **અ** કે **આ** પછી **અ** કે **આ** આવે તો તેમની સંધિ **આ** થાય છે.

૨. હરિ+ઇચ્છા=હરીચ્છા } ઇ+ઇ=ઈ
પરિ+ઈક્ષા=પરીક્ષા } ઇ+ઈ=ઇ
કવિ+ઈશ્વર=કવીશ્વર
ગૌરી+ઇચ્છા=ગૌરીચ્છા } ઈ+ઇ=ઈ

ઇ કે ઈ પછી ઇ કે ઈ આવે છે તો ઈ થાય છે.

૩. ભાનુ+ઉદય=ભાનૂદય } ઉ+ઉ=ઊ
સિંધુ+ઊર્મિ=સિંધૂર્મિ } ઉ+ઊ=ઊ
ચમૂ+ઊર્જ=ચમૂર્જ

ઉ કે ઊ પછી ઉ કે ઊ આવે તો ઊ થાય છે.

૪. ઇશ્વર+ઇચ્છા=ઇશ્વરેચ્છા } અ+ઇ=એ
રામ+ઈશ=રામેશ } અ+ઈ=એ
મહા+ઇન્દ્ર=મહેન્દ્ર } આ+ઇ=એ
મહા+ઈશ=મહેશ } આ+ઈ=એ

**અ** કે **આ** પછી ઇ કે ઈ આવે છે તો તેનો **એ** થાય છે.

૫. સૂર્ય+ઉદય=સૂર્યોદય } અ+ઉ=ઓ
ગંગા+ઉદક=ગંગોદક } આ+ઉ=ઓ
નવ+ઊઢા=નવોઢા } અ+ઊ=ઓ
ગંગા+ઊર્મિ=ગંગોર્મિ } આ+ઊ=અ

**અ** કે **આ** પછી ઉ કે ઊ આવે છે તો તેનો **ઓ** થાય છે.

૬. દેવ+ઋષિ=દેવર્ષિ } અ+ઋ=અર્
મહા+ઋષિ=મહર્ષિ } આ+ઋ=અર્

**અ** કે **આ** પછી ઋ નો અર્ થાય છે, તેની પહેલાંનો સ્વર ઉડી જાય છે.

૭. એક+એક=ઐક્ક } અ+એ=ઐ
પરમ+ઐશ્વર્ય=પરમૈશ્વર્ય } અ+ઐ=ઐ
ગંગા+એકતા=ગંગૈકતા } આ+એ=ઐ
મહા+ઐશ્વર્ય=મહૈશ્વર્ય } આ+ઐ=ઐ

**અ** કે **આ** પછી **એ** કે **ઐ** આવે છે તેનો **ઐ** થાય છે.

૮. પરમ+ઓધ=પરમૌધ } અ+ઓ=ઔ
ગંગા+ઓધ=ગગૌધ } આ+ઓ=ઔ
ઉત્તમ+ઔષધિ=ઉતમૌષધિ } અ+ઔ=ઔ
મહા+ઔષધિ=મહૌષાધ } આ+ઔ=ઔ

**અ** કે **આ** પછી **ઓ** કે **ઔ** આવે છે તો તેનો **ઔ** થાય છે.

૯. ઇતિ+આદિ=ઇત્યાદિ } ઇ+આ=ય+આ
પ્રતિ+ઉપકાર=પ્રત્યુપકાર } ઇ+ઉ=ય્+ઉ

આવી રીતે ઇ પછી કોઈ પણ **અસવર્ણ** સ્વર આવે છે તો તેનો **ય્** થાય છે.

૧૦. મનુ+અંતર=મન્વંતર } ઉ+અ=વ્+અ
મનુ+આદિ=મનવાદિ } ઉ+આ=વ્+આ
અનુ+ઈતિ=અન્વિત } ઉ+ઈ=વ્+ઇ

ઉ પછી કોઈ પણ **વિજાતીય** સ્વર આવે છે તો તેનો વ્ થાય છે.

૧૧. પિતૃ+અર્થ પિતર્થ } ઋ+અ=અર્
પિતૃ+આધાર=પિત્રાધાર } ઋ+આ=અર્

**ઋ** પછી કોઇ જુદો સ્વર આવે છે તો તેનો અર્ થાય છે.

ચે+અન=ચયન } એ=અય્+અ
નૈ+અક=નાયક } ઐ=આય્+અ
ગો+ઈશ્વર=ગવીશ્વર } ઓ=અવ્+અ
નૌ+ઇક=નાવિક } ઔ=આવ+અ

**એ, ઐ, ઓ** અને **ઔ** પછી જ્યારે કોઈ સ્વર આવે છે તો તેમના અનુક્રમે અય્, આય્, અવ્, આને આવ્ થાય છે,

## ૨. વ્યંજન સંધિ

૧. જો બે વ્યંજન સાથે આવે છે તો તેમાંનો એક કે બેઉ બદલાય છે અને જે નવું રૂપ ઉત્પન્ન થાય છે તેને **વ્યંજનસંધિ** કહે છે.

દિશ્, (અઘોષ)+પતિ=દિક્પ્રતિ બંને અઘોષ.
વાક્+પતિ=વાક્પતિ

ભગવત્+પુરાણ=ભગવત્ પુરાણ

સત્+કર્મ=સત્કર્મ

આ દાખલામાં પહેલા શબ્દને છેડે અઘોષ અને બીજા શબ્દની પહેલાં અઘોષ આવેલા છે તેથી બંને જોડાઈ ગયા છે પણ તેમાં કંઈ ફેરફાર થતો નથી.

વાક્+દાન=વાગ્દાન

સત્+ગુણ=સદ્ગુણ

ભગવત્+ગીતા=ભગવદ્ ગીતા

આ દાખલામાં અઘોષની પછી ઘોષ આવવાથી ક્ અને **ત** **નો** ગ્ અને દ્ થયો છે.

સત્+આચાર=સદાચાર

જગત્+ઈશ=જગદીશ

આ શબ્દોમાં ત્ વ્યંજન પછી **આ** અને ઈ સ્વર આવવાથી તેનો દ્ થાય છે, એટલે કોઈ અઘોષ વ્યંજનની પછી ઘોષ વ્યંજન કે સ્વર આવે તો અઘોષ વ્યંજન બદલાઇ, તેને ઠેકાણે તે વર્ગનો ત્રીજો વ્યંજન આવે છે.

ક્, ચ્, ટ્, ત્, પ્, ને બદલે ગ, જ, ડ્ દ્ બ્ આવે છે.

દા. પટ્+રિપુ=ષડ્રિપુ

વાક્+ઇશ=વાગીશ

---

સત્+ચિ=સચ્ચિત

સત્+જન=સજ્જન

ઉત્+લાસ=ઉલ્લાસ

તદ્+લીન=તલ્લીન

તત્+ટીકા=તટ્ટીકા

દંતસ્થાન પછી તાલવ્ય, મૂર્દ્ધન્ય કે લ આવે તો તે પાછલાના જેવો બદલાય છે.

સત્+શાસ્ત્ર=સચ્છાસ્ત્ર

અર્ધ+શેર=અચ્છેર

દંતસ્થાની પછી જો શ આવે તો દંત્યનો ચ અને શ નો છ થાય છે.

ઉત્+મત્ત=ઉન્મત્ત

જગત્+નાથ=જગન્નાથ

વાક્+મય=વાઙ્મય

ષટ્+માસ=ષણ્માસ

બીજા શબ્દની શરૂઆતમાં અનુનાસિક હોય તો પહેલા શબ્દને છેડે જે અક્ષર આવે તેના વર્ગનો અનુનાસિક થાય છે.

### ૩. વિસર્ગસંધિ

૧. નિઃ+આધાર=નિરાધાર

દુઃ+આચાર=દુરાચાર

નિઃ+ઉપાય=નિરુપાય

દુઃ+ગંધ=દુર્ગંધ

નિઃ+મળ=નિર્મળ

વિસર્ગની પહેલાં અ અને આ સિવાયનો સ્વર હોય અને પછી ઘોષ વ્યંજન કે સ્વર આવે તો તે વિસર્ગનો ર્ થાય છે.

દા. નિર્મળ, નિર્દય, નિરુત્તર, નિર્જલ, નિરર્થક, નિર્વિકાર વગેરે.

મનસ્+ગત=મનોગત, તપસ્+ધન=તપોધન, રજસ્+ગુણ=રજોગુણ મનસ્+વિકાર=મનોવિકાર, તમસ્+ગુણ=તમોગુણ.

૨. વિસર્ગની પૂર્વે અ અને પછી ઘોષ વ્યંજન આવે તો 'અ'નો ઓ થાય છે.

૩. નિઃચલ=નિશ્ચલ

નિઃચય=નિશ્ચય

નિઃચિન્ત=નિશ્ચિંત

નિઃશ્વાસ=નિશ્શ્વાસ

નિઃશબ્દ=નિશ્શબ્દ

વિસર્ગની પહેલાં ઇ કે ઉ આવે તો તે સંધિ વખતે ષ્ થાય છે. અહીંઆં ષ્ નો શ્ થયો છે પછી ચ કે શ આવે છે તો તેને શ થાય છે.

૪. નિઃકપટ=નિષ્કપટ.
નિઃફળ=નિષ્ફળ.
નિઃપાપ=નિષ્પાપ.

ઉપરના નિયમ મુજબ ક, ખ, પ, ફ, ડ, ઠ, ઢ આવે છે તે તેનો ષ થઇ જાય છે. દુઃખ, અને અંતઃકરણમા વિસર્ગ રહ્યા છે.

૫. નિઃતેજ=નિસ્તેજ.
નિઃસાર=નિસ્સાર.

નિઃસ્પૃહ, નિઃસાર થાય છે તેમજ નિઃશંક, નિઃશેષ થાય છે, વિસર્ગ પછી ત, થ, આવે તો તેનો સ થાય છે.

### ૪. અનુસ્વાર સંધિ

૧. સં+આચાર=સમાચાર.
સં+આરંભ=સમારંભ.
સં+ઋદ્ધિ+સમૃદ્ધિ.

અનુસ્વાર પછી સ્વર આવે તો તેનો મ થાય છે.

૨. સં+કલ્પ=સઙ્કલ્પ — સં+તાપ=સન્તાપ
સં+ચય=સઞ્ચય — સં+ધાન=સન્ધાન
સં+ગમ=સઙ્ગમ — સં+પત=સમ્પત

અનુસ્વાર પછી કોઈ સ્પર્શ વ્યંજન આવે તો તે વ્યંજનન સ્થાનનો અનુનાસિક અક્ષર ઙ, ઞ, ણ, ન, મ, તેને બદલે આવે છે જો કે ઉચ્ચાર નાસિકાથી જ થાય છે તોપણ ગુજરાતીમ અનુસ્વારજ લખવામાં આવે છે.

૩. સંયોગ, સંલગ્ન, સંવાદ, સંહાર, સંયુક્ત, એમાં અનુસ્વાર પછી અસ્પર્શ વ્યંજન આવવાથી તે બિંદુ રૂપે લખાય છે.

૪. નીચેના શબ્દોની સંધિ કેવી રીતે થઈ છે તે **સમજાવો**:—

સ્વાર્પણ, સદ્બોધ, સેન્દ્રિય, ઉચ્છ્વાસ, રત્નાકર, જગન્નાથ, મહેશ્વર, આદીશ્વર, બારાક્ષરી, ધર્માત્મા, સચ્ચિદાનંદ, લોકોક્તિ, જગદાધાર, નવોઢા, હરીચ્છા, દામોદર, મહેન્દ્ર, સમુદ્રોર્મિ, તન્માત્રા, શાળોપયોગી, એકૈક, અત્યંત, સૂર્યોદય, દેવર્ષિ, કદાપિ, પરાધીન, ન્યૂન, રમેશ, સ્વચ્છ, સદૈવ, મન્વન્તર, આત્મૈકતા, ઉત્પન્ન, વનૌષધિ, મહૌષધિ, જાત્યૈશ્વર્ય, સન્મુખ, પુણ્યોધ, બદ્ધ્‌વપ, દિગંબર, અન્વેષણ, દુર્દશા, નિષ્ફળ, ઉદ્ધાર, સમૃદ્ધિ, ષટ્પદ, સંવાદ, તન્મય, તિરસ્કાર, વિપત્તિ, શિરચ્છત્ર, ઉલ્લંઘન, ષટ્શાસ્ત્ર તદ્ધિત, નીરસ, વિષમ, નિષેધ, પુનઃકથન, મનોહર, નિષ્કારણ, નીરોગી, દુશ્ચરિત,

---

## પાઠ ૪ થો

---

### શબ્દ વિન્યાસ

૧. શબ્દો અને પદાર્થથી થતો અવાજ તથા કોઈ વાર પશુ–પ્રાણીએ કરેલો ધ્વનિ, અર્થ વગરનો હોય છે. શબ્દો અને તેમનાં જે રૂપાખ્યાનથી વિવિધ રૂપો થાય છે તેનો વિચાર **શબ્દવિન્યાસ**માં આવે છે. શબ્દનો અર્થ ધ્વનિ–અવાજ થાય છે. તેના બે પ્રકાર છે: ધ્વનિમય, અને વર્ણમય. પશુ, પ્રાણી જે અવાજ કરે છે તે ધ્વનિમય છે. આપણે જે ઉચ્ચાર કરી બોલીએ છીએ તે વર્ણમય શબ્દ છે. કેટલાક ધ્વનિ અર્થ વગરના હોય છે, પણ જે ધ્વનિથી આપણા વિચારનો અર્થ જણાય છે તેને **શબ્દ** કહે છે. 'જા', 'તું', એ એકાક્ષરી શબ્દ છે. લાવ, ચોપડી, મૃગજળ, પ્રાણજીવન, એ અનેકાક્ષરી શબ્દ છે. શબ્દના બે પ્રકાર છે. સિદ્ધ અને સાધિત. જે શબ્દ બીજા કોઈ ઉપરથી થતો નથી પણ પોતે મૂળ શબ્દ છે તેને **સિદ્ધ** શબ્દ કે **ધાતુ** કહે છે. દરેક ભાષાનો વિકાસ આવા ધાતુ ઉપરથી થયો હોય છે.

૨. ગમ્, કૃ, અસ્, યા, દા વગેરે ધાતુ છે. સિદ્ધ શબ્દના બે પેટાભાગ છે—**આશ્રયદાયક** અને **ઉપસંગી.** જે મૂળ શબ્દ બીજાને વળગવા દે છે, એ **આશ્રયદાયક** અને જે બીજાને વળગે છે તે **ઉપસંગી.**
દા...

| | | | |
|---|---|---|---|
| પ્ર<br>અંતઃ<br>અધિક | કરણ | સં<br>અભિ<br>પ્ર | હાર. |

'કરણ' અને 'હાર' એ આશ્રયદાયક શબ્દ છે અને 'સં', 'અભિ', 'પ્ર' 'અંતઃ', 'અધિ' એ ઉપસંગી છે.

સિદ્ધ શબ્દ ઉપરથી જે શબ્દ ઉત્પન્ન થાય છે તે **સાધિત** છે. તેના બે વિભાગ છેઃ **પ્રાત્યયિક** અને **સામાસિક.**

આશ્રયદાયક શબ્દની જોડે પ્રત્યય લગાડવાથી જે શબ્દ થાય છે તે પ્રાત્યયિક છે. દા. 'વચ્ ઉપરથી વાચન, કૃ ઉપરથી કરણ. કરણને ઉપસર્ગ લગાડવાથી પ્રકરણ, અંતઃકરણ થાય છે.

બે કે વધારે શબ્દના સમાસથી (સાથે આવીને) જે શબ્દ થાય છે તે સામાસિક છે. વિદ્યાભ્યાસ, માબાપ, દિગંબર. વગેરે.




૩. શબ્દના બે મુખ્ય પ્રકાર છેઃ (૧) જેના રૂપમાં જાતિવચન અને વિભક્તિ પ્રમાણે ફેરફાર થઈ શકે છે તેને **આખ્યેય** કહે છે.

નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ એ આ વર્ગમાં આવે છે. તે વાકયમાં પ્રધાન સત્તા ધરાવે છે તેથી તેને પ્રધાન શબ્દ કહે છે.

૨. જે શબ્દનું રૂપાખ્યાન થતું નથી એટલે જેના રૂપમાં જાતિ, વચન અને વિભક્તિ પ્રમાણે ફેરફાર થતો નથી તેને **અવ્યય** કહે છે.

ક્રિયાવિશેષણ, નામયોગી, ઉભયાન્વયી અને કેવળપ્રયોગી એ અવ્યય છે. ક્રિયાવિશેષણ, નામયોગી અને ઉભયાન્વયી એમની વાક્યમાં ઓછી સત્તા હોવાથી તેમને **મધ્યમ શબ્દ** કહે છે.

---

## પાઠ ૫ મો.

---

### નામ

**૧** વાક્યમાં જે પ્રધાન શબ્દ હોય છે તેના મુખ્ય વિભાગ—૧. નામપદ અને ૨. ક્રિયાપદ છે. પ્રાણી, પદાર્થ, વિચાર, ક્રિયા કે ગુણ બતાવનાર પદને નામ કહે છે. જે પદ ક્રિયા, સ્થિતિ કે હોવાપણું બતાવે છે તેને ક્રિયાપદ કહેવામાં આવે છે. વાક્યમાં ક્રિયાપદ એ મુખ્ય પદ છે, કારણકે તેના વગર અર્થ થઈ શકતોજ નથી. નામ એ ગૌણ પદ છે કારણકે તેનો અર્થ ક્રિયાપદના અર્થને નમે છે. (નમ=નમવું) તેથી તે નામ કહેવાય છે. નામના મુખ્ય બે પ્રકાર છે: (૧) ઇન્દ્રિયગમ્ય—જે પ્રાણી કે પદાર્થ ઇન્દ્રિયોથી ઓળખી શકાય છે. દા. ઝાડ, પક્ષી, નદી, પાણી, સોનું, લશ્કર, હાથી, ગાય, મનહરલાલ, (૨) મનોગમ્ય—જેમાં ભાવ, ગુણ કે ક્રિયા મનથી સમજી શકાય છે. દા. પ્રમાણિકતા, ખુબસુરતી, આળસ, પીળાશ, શૌર્ય વગેરે. ઇન્દ્રિયગમ્ય નામના બે ભાગ પડે છે: (૧) સંજ્ઞાવાચક નામ અને (૨) જાતિવાચક નામ. એકજ પદાર્થ, પ્રાણી કે સ્થળની જે ખાસ **સંજ્ઞા** આપવામાં આવી હોય છે તેને **સંજ્ઞાવાચક નામ** કહે છે.

**૨.** મુંબઈ, હિમાલય, સિંધુ, કાળિદાસ, કેરસાસ્પ, પારિસ, રામાયણ,

કાંકરીઉં. પદાર્થનાં આ જે નામ આપવામાં આવ્યાં છે તે તેના ગુણ: લક્ષમાં રાખીને આપવામાં આવ્યા નથી. દા. **કાંતિ.** એ એક મરજી મુજબ અમુક માણસને સંજ્ઞા આપવામાં આવી છે. જો તેને બદલે **શાંતિ** એવી બીજી આપી હોત તો તે પણ ચાલત અને તે એકજ વસ્તુને લાગુ પડે છે. પંજાબ, હિમાલય, જેવાં વિશેષ નામ તેમના અમુક ધર્મ ધ્યાનમાં રાખીને તે નામ આપવામાં આવ્યાં છે. સંજ્ઞાવાચક નામ આગળ સંખ્યાવાચક શબ્દ મૂકવામાં સાધારણ રીતે આવતો નથી, કારણકે અમુક એકજ પદાર્થનું નામ તે છે. દા. બે હિમાલય, એમ કહેવાતું નથી, પણ જ્યારે 'અકબર એ બીજો હર્ષ છે' એમ કહેવામાં આવે ત્યારે **હર્ષ** એ જાતિવાચક નામ થાય છે. પ્રેમાનંદ એ ગુજરાતનો શેક્સ્પીઅર છે. ત્યાં **શેક્સ્પીઅર** જાતિવાચક નામ તરીકે વપરાયું છે.

૩. આપણે ઘણા પદાર્થ અને પ્રાણી જોઈએ છીએ. જ્યારે તે વિષે કંઈ કહેવું પડે છે ત્યારે તેનું આપણે એક નામ ઉચ્ચારીએ છીએ. નામ બોલ્યા સિવાય કંઈ પણ વહેવાર થઈ શકે નહિ, પણ જ્યાં અગણિત જુદા જુદા પદાર્થ જોવામાં આવે છે ત્યાં દરેકને જુદું જુદું નામ આપવાથી તેનો પાર આવે નહિ, તેમજ મનને ઓળખવાનું પણ સુગમ પડતું નથી. આ કારણથી **લાઘવન્યાયે** જે પ્રાણી કે પદાર્થમાં સામાન્ય ગુણ માલમ પડે છે તેને એક નામ આપવામાં આવ્યું છે. દા. હાથી, ખુરસી, ઝાડ, નદી, પર્વત, મામા. જે જે પ્રાણીમાં 'હાથી'ને લગતા સામાન્ય ગુણ જોવામાં આવે છે તેને હાથીનું નામ આપવામાં આવ્યું છે. આવી રીતે વિચાર કરવાને અને બોલવાની સગવડ ખાતર જે પદાર્થ કે પ્રાણીમાં અમુક સામાન્ય ધર્મ જોવામાં આવે છે તેના વર્ગ પાડી અમુક નામ આપવામાં આવે છે. આવા સાધારણ ધર્મને અંગે પાડેલાં નામને **જાતિવાચક** કહે છે, કારણકે અમુક ગુણ પ્રમાણે પદાર્થના પાડેલા વર્ગને **જાતિ** પણ કહે છે. 'પોપટ' એ પદ હરકોઈ •પોપટને લાગુ પડે છે. જંગલના યા પાંજરામાંના અમુક પોપટને પણ તે લાગુ પાડી શકાય છે.

૪. પ્રજા, લશ્કર, કાફલો, ટોળું, સંઘ, મંડળી, જેવાં નામ મરજી માફક આપવામાં આવ્યાં નથી. પણ તેમાંની વ્યક્તિના **સામાન્ય** ગુણ પ્રમાણે તે પાડવામાં આવ્યાં છે. 'ટોળું' અને 'સંઘ' એ નામના અમુક જુદા જુદા સામાન્ય ધર્મ છે. 'ટોળું' એ સંઘ નથી, પણ જાતિ-વાચક નામથી તે નામ જુદાં પડે છે, કારણકે આ નામ તેમના આખા **સમૂહને** લાગુ પડે છે તેથી તે **સમૂહવાચક** છે, પણ તેમાંની અમુક એક **વ્યક્તિને** 'ટોળું' કે સંઘ કહેવાય નહિ. આ પ્રમાણે સમૂહવાચક નામ બીજી રીતે જોતાં જાતિવાચક છે. ઘી. દૂધ, બાજરી, સોનું, ઘઉં, આ નામ અમુક પદાર્થને બીજા પદાર્થથી ઓળખાવવાને માટે તેમના સામાન્ય ગુણને અનુસરી આપવામાં આવ્યો છે તેથી તે પણ જાતિવાચક નામ છે.

૫. ચલન, સાચાઈ, વૃદ્ધિ, બુદ્ધિ, ધોળાશ, ચતુરાઈ જેવાં નામ ઇંદ્રિયોથી જાણી શકાતાં નથી પણ મનથી તે ઓળખાય છે. ક્રિયા ગુણ કે ભાવ બતાવનાર નામ **ભાવવાચક** કહેવાય છે; એટલે ધોળું દૂધ, ધોળો કાગળ, ધોળો કોટ, આવા દાખલા ઉપરથી 'ધોળાશ' એ ગુણ ગ્રહણ કરવામાં આવે છે, તેથી તે ભાવવાચક (ભાવ=વિચાર) નામ છે. 'ધોળાશ' ધોળી વસ્તુથી અન્ય ગુણ છે. તે જોવામાં આવતો નથી પણ મનથી જાણી શકાય છે. તેવીજ રીતે ખુબસુરતી, સાચાઈ, મોટાઈ, એ ભાવદર્શક નામ હોઈ ભાવવાચક કહેવાય છે. મનુષ્યમાં બુદ્ધિ. લાગણી અને ઇચ્છા એ મુખ્ય **શકિતઓ** છે.

છોકરાની **સાચાઈથી** તે બહુ ખુશ થયો.

ગામડામાં સાધુ ઘણાં **ભજન** ગાય છે.

આ દાખલામાં 'શકિત' 'સાચાઈ,' 'ભજન' એ ભાવવાચક નામ બતાવવાને બદલે જુદી જુદી શક્તિ, સાચાં કામ, ભજનોનો નિર્દેશ કરેલો છે, તેથી તે જાતિવાચક નામ થાય છે. આવી રીતે સંજ્ઞાવાચક નામની માફક ભાવવાચક પણ જાતિવાચક નામ તરીકે વપરાય છે.

## ૬. (अ) વિશેષણ ઉપરથી ભાવવાચક નામ

| | | | |
|---|---|---|---|
| ખાટું | ખટાશ | શાણો | શાણપણ |
| મીઠું | મિઠાશ | શૂર | શૌર્ય |
| ભલું | ભલાઈ | લવણ | લાવણ્ય |
| મોટું | મોટાઈ | નિપુણ | નૈપુણ્ય,નિપુણતા |
| સુંદર | સૌંદર્ય–સુંદરતા | કુશળ | કૌશલ્ય |
| ચતુર | ચતુરાઈ | સ્થિર | સ્થૈર્ય |
| ઉચ્ચું | ઉંચાઈ | ગુરુ | ગૌરવ |
| ગુરુ | ગુરુતા | લઘુ | લાઘવ |
| મૃદુ | મૃદુતા | ઉંચું | ઉંચાણ |
| મધુર | મધુરતા | નીચુ | નીચાણ |
| ગરીબ | ગરિબાઈ | ઊંડું | ઊંડાણ |
| ઘરડું | ઘડપણ | મોટુ | મોટપ, મોટાઈ |
| ચતુર | ચતુરાઈ | ઊણુ | ઊણપ |
| શૂરો | શૂરપણ | બુઢ્ઢો | બુઢ્ઢાપો |
| ડાહ્યો | ડહાપણ | | |

### (ब) નામ ઉપરથી

| | |
|---|---|
| શેઠ | શેઠાઈ |
| પંડિત | પંડિતાઈ |
| મિત્ર | મિત્રતા |
| સ્ત્રી | સ્ત્રીત્વ |
| મરદ | મરદાઈ |
| પુરુષ | પુરુષાતન |
| | પુરુષત્વ |

### (क) ક્રિયાપદ ઉપરથી

| | |
|---|---|
| ભજવું | ભજન |
| વાંચવું | વાચન |
| રમવું | રમત |
| દોડવું | દોડ |
| ચાલવું | ચાલન, ચલન |
| શોધવું | શોધ |
| ગાવું | ગાયન |
| મરવું | મરણ |

૭ નીચેનાં વાક્યોમાંથી જુદાં જુદાં **નામ** કારણ સહિત બતાવો:—

(૧) સર ટોમસરોએ પોતાની મુસાફરીનો હેવાલ લખ્યો છે. જહાં-

ગીરના હુકમથી તેની આગતાસ્વાગતા સારી કરવામાં આવી. સુબાએ તેના સામાનની ઝડતી લેવા માંડી. દરીઆકાંઠે આવી ગેરવ્યવસ્થા ચાલતી જોઈ.

(૨) સુરતથી બુરાનપુર અને ચિતોડ થઈ તે અજમેર જઈ પહોચ્યો. ઉજજડ અને આબાદ શહેર વચ્ચેનો તફાવત નવાઈ જેવો લાગ્યો. અકબરના મરણ પછી રાજ્યનો બંદોબસ્ત તૂટવા માંડયો હતો. જહાંગીરની જાહોજલાલી જોતાં તેનાં નજરાણાં જૂજ જણાયાં.

(૩) દહાડે દારૂ પીવાના બનાવ વિષે વાત કરવાની પણ મના હતી. જહાંગીર કોઈ વખત ક્રૂરતાથી વર્તતો. કળાનો તથા હુન્નરનો તેને શોખ હતો.

(૪) જહાંગીરના જન્મ દિવસે તેની તુલા થતી. તે ક્રિયા જોઈ સર ટોમસરોને બહુ આશ્ચર્ય લાગ્યું. રત્નોથી, સોનાથી, રૂપાથી, કીનખાબથી, તેજાનાથી, ઘીથી, દાણાથી, એમ એક પછી એક જુદી જુદી વસ્તુથી પાદશાહની તુલા થઈ.

(૫) શાહજહાંને પોતાની જાહોજલાલી અને ભપકાનો વધારે શોખ હતો, તેથી તે દબદબાભર્યા દરબારો ભરતો અને અદ્‌ભુત શોભાવાળાં મકાનો બંધાવતો.

(૬) આપણે ત્યાંથી ગળી, તજ, લવંગ, એલચી સુંઠ, નાળિએર, ખાંડ, કાપડ અને જવાહીર પરદેશ મોકલવામાં આવતું; તેના બદલામાં સોનુ, રૂપુ, તાંબુ, કલઈ, હાથીદાંત આવતાં.

(૭) ઉષ્ણકટિબંધમાં સિંહ, વાઘ, દીપડા, વરૂ, નાગ, મગર, હાથી, વગેરે પ્રાણીઓ થાય છે.

(૮) આપણે ત્યાં ઘણા પ્રેમાનંદની જરૂર છે.

(૯) તેલી બીઆંનું વિલાયતથી ઘણું તેલ અહીંઆ આવે છે.

# પાઠ ૬ ટ્ઠો

## સર્વનામ

**૧.** મનહરલાલ બજારમાં ફરવા નીકળ્યા ત્યારે રસ્તામાં મનહરલાલના મિત્ર શંકરલાલ મનહરલાલને મળ્યા એટલે મનહરલાલે શંકરલાલને પૂછ્યું, કે મનહરલાલ આજે કેમ મોડા નીકળ્યા છો ?

આ વાકયમાં મનહરલાલ અને શંકરલાલ વારંવાર આવે છે તે ઘણું કઢંગુ લાગે છે અને વારંવાર તે નામ આવવાથી ગુંચવાડો થાય છે તેથી તેને બદલે નીચે પ્રમાણે લખવાથી તેનો અર્થ સ્પષ્ટ થાય છે:—

મનહરલાલ બજારમાં ફરવા નીકળ્યા ત્યારે રસ્તામાં **તેમના** મિત્ર શંકરલાલ **તેમને** મળ્યા, એટલે **તેમણે તેમને** પૂછ્યું કે આજે **તમે** તમે કેમ મોડા નીકળ્યા છો ? 'તેમના', 'તેમને', 'તેમણે', 'તેમને', અને તમે એ પદો મનહરલાલ અને શંકરલાલને માટે વાપરવામાં આવ્યાં છે તેથી તે સર્વનામ છે.

સર્વનામ છ પ્રકારનાં છે: (૧) પુરુષવાચક, (૨) સ્વવાચક, (૩) પ્રશ્નાર્થક, (૪) દર્શક, (૫) સંબંધી અને (૬) અનિશ્ચિત. તેમાં પુરુષવાચક અને સ્વવાચક સર્વનામ ફક્ત નામને બદલે વપરાય છે તેથી તેને **વિશેષસર્વનામ** કહે છે. પ્રશ્નાર્થક, દર્શક, સંબંધી અને અનિશ્ચિત સર્વનામ ગુણ બતાવે છે તેથી તેમને **વિશેષણ સર્વનામ** કહે છે.

**૨. મારાથી**, હુંથી, **મુજથી, હુંમાં, મારામાં.** પહેલો પુરુષ 'હું' ના આવાં રૂપાખ્યાનમાં 'મારાથી' અને 'મારામાં' એ રૂપ સાધારણ રીતે વપરાય છે. મજને, મજથી, એ રૂપ વપરાતાં નથી પણ મુજને, મુજથી એ કવિતામાં વપરાય છે 'તે' ત્રીજો પુરુષવાચક

સર્વનામ છે, પણ તેનું નારીજાતિ 'તેણી' અંગ્રેજી રૂઢિને અનુસરી વાપરવામાં આવે છે પણ તે બરાબર નથી. ગુજરાતીમાં 'તે' નર અને નારી બંને જાતિ માટે વપરાય છે.

**'અમે'** લેખક, છાપાના તંત્રી તથા મોટા માણસ પોતાના માટે વાપરે છે. **અમારો** આ અભિપ્રાય નથી. **અમે** સરકારને આવો કાયદો નહિ કરવા સૂચના કરીએ છીએ.

અમોને, તમોને, અમોથી, તમોથી, એ રૂપો માનાર્થે પણ ક્વચિત્ વપરાય છે.

**'અમે'** એ બોલનાર માણસ બીજાને સાથે રાખી બોલતો નથી એમ સૂચવે છે, પણ 'આપણ' એમાં બોલનાર અને જેની સાથે તે વાત કરે છે એ બંનેને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે. દા. 'આપણે હવે આ કામ તરત કરવું જોઈએ.' કેટલીક વખત **'આપણે'** 'હું' ના અર્થમાં વપરાય છે: **આપણે** આવું કામ કરવાના નથી.

૧. મારે આ કામ કરવાનું છે. (ચોથી)
૨, મારે આ કામ કરવું જોઈએ. (ત્રીજી કર્તા અર્થે)
૩. અમારે નિશાળ જવાનો વખત થયો. (છઠ્ઠી)
૪. તમારે ઘેર મોહન આવ્યો નહિ. (છઠ્ઠી સાથે સાતમી)

આ પ્રમાણે 'મારે', 'અમારે', 'તમારે', રૂપોની કઈ વિભક્તિ છે તે જાણવા તેમને બદલે 'તે', નું રૂપ મૂકવું જોઈએ.

૧. તેને આ કામ કરવાનું છે.
૨. તેણે આ કામ કરવું જોઈએ.
૩. તેને નિશાળે જવાનો વખત થયો.
૪. તેને ઘેર મોહન આવ્યો નહિ.

'તું', વહાલ કે તિરસ્કાર બતાવવા અથવા પરમેશ્વર કે મા માટે વપરાય છે. દા. તું હવે ડાહ્યો થયો છે. હે પ્રભુ, તું અમારાં પાપ માફ કર.

૩. ૧. છોકરા પોતે **પોતાને** ઘેર ગયા.

૨. છોકરા **પોતપોતાના** ઘેર ગયા. પહેલા વાક્યમાં બધા છોકરાનું ઘર એકજ હતું એમ સમજાય છે પણ બીજામાં દરેક છોકરો પોતાના જુદે ઘેર ગયો.

'પોતપોતાના' અને 'પોતાને' એ **પૃથકાર્થકસ્વવાચક** કહેવાય છે.

૪. **'આ'** પાસેના પદાર્થ માટે વપરાય છે. 'આ ચોપડી પડી ગઈ' **'એ'** તેનાથી આઘેની વસ્તુ બતાવવા વપરાયા છે. 'એ છોકરો હઠીલો છે'. **'તે'** દૂરનો પદાર્થ બતાવે છે. પણ **પેલો** વધારે દૂરની વસ્તુ બતાવે છે. 'પેલો છોકરો નાસે છે'.

૫. '**કોણ**' એ ફક્ત સજીવ પદાર્થને માટે વપરાય છે. 'આ કોણ સાંભળશે ? 'કોણ' એ કવિતામાં વિશેષણ તરીકે વપરાય છે;

'**કોણ** દેશનો રાજા કહાવે.'

**કયો, કઈ, કયું**, એ પદાર્થ તેમજ **સજીવ** વસ્તુ માટે વપરાય છે. અમુક પદાર્થ કે પ્રાણીને સ્પષ્ટ જાણવા તે વપરાય છે. કયો માણસ અહીંથી નાઠો ? 'શું' નિર્જીવ પદાર્થ માટે છે. 'તે શું કરે છે' તે સમજાતું નથી. **'શો'** નું બહુવચન **'શા'** અને 'શું' નું **'શાં'** થાય છે. 'આનો શો ફાયદો છે' ? 'એનું શું કૃત્ય એવું હતું' ? 'એનાં શાં કૃત્ય એવાં હતાં' ? તે એમ **શેણે** કરે છે. (શા માટે)

| ૫. **દર્શક સર્વનામ** | **વિશેષણ** | | **ક્રિયાવિશેષણ** |
|---|---|---|---|
| આ | આવો | આવડો | આટલો, આમ |
| એ | એવો | એવડો | એટલો, એમ અહીં |
| તે | તેવા | તેવડો | તેટલો, તેમ, ત્યાંએ, ત્યાં |
| કે | કેવો | કેવડો | કેટલો, કેમ, કયાંયે, ક્યાં |
| જે | જેવો | જેવડો | જેટલો, જેમ. |

'જયારે', 'આમાં', 'એમ', 'જેમ', 'કેમ', 'તેમ', એ ક્રિયાવિશેષણ છે પણ તેને કોઈ વખત વિભક્તિના પ્રત્યય લાગે છે. દા. આમથી,

એમનો, આમનો, ક્યાંથી, જ્યાંનો, હરકોઈ, હરેક, સહુ, **એકલો,** થોડોક, કોઈ, કોઈ એક, કંઈ, કોઈ, કંઈ એક, કંઈક, કોક, ફલાણો, અમુક, કેટલાક, સર્વ, કશો, બીજાં, કોઈ, કોઈ એક, સજીવ વસ્તુ માટે વાપરવામાં આવે છે. કંઈ, કાંઈ, એ જડ વસ્તુ માટે વપરાય છે. હરકોઈ, હરકંઈ, દરેક, દરેક, હંમેશાં એકવચનમાં વપરાય છે. કોઈ, કંઈ, કોઈ વખતે ક્રિયાવિશેષણ જેવાં વપરાય છે.

દા. આમ વળવાનું **કંઈ** નથી. તેથી તે **કાંઈ** હઠવાનો નથી.

હું **એકલો** જવાનો નથી, એમાં એકજ વસ્તુ બતાવવા એકલો વપરાયું છે.

૧. **જેને** ઇનામ મળ્યું **તે** છોકરો અહીંઆં નથી.

૬. પહેલા વાક્યમાં 'જે' સાપેક્ષ સર્વનામ છે કારણ કે તે **'તે'**ની **અપેક્ષા** રાખે છે. **જે** અને **તે** બંને સંબંધી સર્વનામ છે, કારણ 'જે' ને 'તે'ની સાથે સંબંધ છે. કેટલીક વાર 'જે' અધ્યાહાર હોય છે, જેમકે તમારે (જે) બોલવું હોય **તે** બોલજો. તમે **એક-બીજાની** સાથે બોલતા નથી. 'જે' અને 'તેનો' **પરસ્પર** સંબંધ છે. આડોશી પાડોશીનો **અન્યોન્ય** આપવાલેવાનો રિવાજ હોય છે. એક-બીજા, અન્યોન્ય, પરસ્પર, એ **અન્યોન્યવાચક** સર્વનામ છે.

૭ નીચેનાં વાકયોમાંથી જુદી જુદી જાતનાં **સર્વનામ** શોધી કાઢો:—

(૧) આપણે દરરોજ ઘણાં યંત્ર જોઈએ છીએ અને તેમનો ઉપયોગ કરીએ છીએ; પરંતુ યંત્ર એટલે શું એવા પ્રશ્ન કોઈ આપણ-ને પૂછે તો તેનો ઉત્તર આપણે ભાગ્યેજ આપી શકીશું. (૨) જે ઊંટ જંગલમાં ભટકતું હતું તે ફકીરના જોવામાં આવ્યું હતું. (૩) સગાંવહાલાંએ અરસપરસ હળીમળીને ચાલવું જોઈએ. (૪) કોઈ-કોઈના પેટની વાત એક બીજાને કેહેતું નથી. (૫) મેળામાં નવરંગ શું લાવ્યો ? (૬) સીનેમામાંથી સર્વ છોકરા પોતપોતાને ઘેર ગયા. (૭) તમારા જેવા બાહોશ અને તાલમબાજ બહુ થોડા હશે. (૮)

દરેકે પોતાના શરીરની સંભાળ રાખવી. (૯) એવો તો શો એનો જુલમ કે આખું ગામ તેનાથી ત્રાસી ગયુ છે? ૧૦ તમે તેને કંઈ આવું કહ્યું હશે નહિ; નહિતો એ કયારનોએ રિસાયો હોત. (૧૦) શારદા કાયદો પ્રજાને હિતકર્તા છે એમ અમારૂં દઢ માનવું છે. (૧૧) જેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે તેને પ્રભાત સમયે પ્રથમ સ્મરૂંરે. (૧૨) શું, આ સરજ્યાં પવન પાવક પાણી ઈશિ! પ્રાણીતણું જીવન એ ત્રણ નિત્ય દિસે. ૧૩ પિતા પેલો આગ્રે જગત વીંટતો સાગર રહે, દયાના, પુણ્યોના તુજ પ્રભુ મહાસાગર ભણી ૧૪ કોઈના પણ મનને ઉદ્વેગ થાય એવું કઠોર વચન બોલવું નહિ (૧૫) એને ચાર પગથીઆંની નીસરણી કરી છે તે વાજબી છે. (૧૬) કોણે બૂમ મારી, એ મારા સાંભળવામાં આવ્યું નથી. (૧૭) વખતે તેવાની સાથે તમારે જવું હોય તો જજો.

## પાઠ ૭ મો

### વિશેષણ*

૧ કોઈપણ વિષય વિષે સ્પષ્ટ બોલતાં આપણે જે અમુક શબ્દ બોલીએ છીએ તેને **નામ** કહે છે- દા. ચકલી, પર્વત, સત્ય, પાણી, લશ્કર. જે જે જુદા જુદા વિષયનું આપણને જ્ઞાન થાય છે તે આવી રીતે અમુક સંજ્ઞા આપી આપણે દર્શાવીએ છીએ. વરસાદ પડ્યો, પક્ષી ઉડ્યું, આ વાક્યમાં 'વરસાદ' અને 'પક્ષી' એ નામ વિષે જે કંઈ સમજીએ છીએ તે પુરૂં નથી, તેથી જ્યારે '**બહુ** વરસાદ પડ્યો', 'ચાર પક્ષી ઉડ્યાં', એમ કહીએ છીએ ત્યારે પ્રથમના કહેવાથી જે અર્થ થયો હતો તેના વધારે (વિશેષ) અર્થ 'બહુ' અને 'ચાર' શબ્દોથી જણાય છે, તેથી તે શબ્દો નામનો વધારાનો અર્થ બતાવે છે;

* વિશેષણ ( વિ-વિશેષદર્શક ઉપસર્ગ, શેષ બાકી અને અન કૃદંત પ્રત્યય ) એટલે અધુરા-બાકીનો અર્થ પુરો કરનાર શબ્દ.

એટલે તેને વિશેષણ કહે છે. 'ચાર પક્ષી' એમાં ચાર એ નામની સંખ્યા બતાવીને તેના અર્થમાં વધારો કરે છે. 'લાલ ઘોડો' એ શબ્દ લાલ ઘોડાનો ગુણ બતાવી તેના અર્થમાં વધારો કરે છે તેથી જે શબ્દો નામનાં ગુણ કે સંખ્યા બતાવી તેના અર્થમાં વધારો કરે છે તે વિશેષણ કહેવાય છે.

૨ **આઠ** છોકરા, **ચાર** પૈસા, **ધોળો** બળદ, **કાળો** ઘોડો, એમાં આઠ, ચાર, ધોળો, કાળો, એ વિશેષણ તેમના વિશેષ્યની **હદ** બતાવે છે. પૈસા એમ કહેવું તેમાં કરતાં ચાર પૈસા કહેવાથી તેનો અર્થ નિશ્ચિત, મર્યાદિત થાય છે, એટલે પ્રથમના કરતાં પૈસાની સંખ્યા ઓછી છે. 'બળદ' એ શબ્દના કરતાં 'આઠ બળદ' એ શબ્દોથી 'બળદ'નો અર્થ સંકુચિત થાય છે તેથી વિશેષણથી વિશેષ્યનો અર્થ સંકુચિત થાય છે. જો કે વિશેષણ નામનો અર્થ સ્પષ્ટ કરે છે પણ તેની સાથે તેને મર્યાદિત પણ કરે છે.

જે વિશેષણને વિશેષ્યનાં જાતિવચન અને વિભક્તિના પ્રત્યયો લાગતાં નથી તે **અવિકારી** અને જેને લાગે છે તે **વિકારી** કહેવાય છે. આ પ્રમાણે રૂપ પ્રમાણે વિશેષણના વિકારી અને અવિકારી એવા બે પ્રકાર છે.

૩ 'લાલ ઘોડો', 'લાલ ઘોડા', 'લાલ ઘોડી', 'લાલ ઘોડા' પણ રાતો ઘોડો, રાતા ઘોડા, રાતું ઘોડું. વિશેષણનો વિશેષ્ય આવેલો હોય છે ત્યારે વિભક્તિ કે બહુવચનના પ્રત્યય વિશેષ્યને લાગે છે. દા. ડાહ્યા માણસને, ડાહ્યા માણસો, ડાહ્યાને માણસને નહિ, તેમજ ડાહ્યાઓ માણસો નહિ. પણ ડાહ્યે છોકરે કલમ આપી અને ઉઘાડે ડીલે ટાઢ વાય છે, તે ઉંચે શિખરે પહોંચ્યાં. ' રાતો ઘોડો ' એનું રૂપ વિભક્તિના પ્રત્યય લગાડતાં, રાતા ઘોડાને, રાતા ઘોડાથી થાય છે. તેમજ ધોળું ઇંડું, ધોળાં ઇંડાને, ધોળા ઇંડામાંથી થાય છે, એટલે વિકારી વિશેષણમાં નરજાતિમાં 'ઓ' નો 'આ' થાય છે, અને નાન્યતરજાતિમાં બહુવચન કરવાથી 'ઉ' નો 'આં' થાય છે.

જ્યારે એકલું વિશેષણ હોય છે ત્યારે નામની માફક તેને પ્રત્યય લાગે છે. **ગાંડાને** હવે કોણ ગણે ? **સૌ પૈસાદારનું છે.**

વિકારી વિશેષણમાં વિશેષ્યના ઓ, ઇ, અને ઉ, બહુવચનના પ્રત્યય લાગે છે. **સારો છોકરો, સારી છોકરી, સારૂં છોકરૂં,** પણ બહુવચનમાં **સારા છોકરા, સારાં છોકરાં** એટલે ઓ અને ઉ નો આ અને આં થાય છે, પણ નારીજાતિમાં ફેરફાર થતો નથી.

૪. વિશેષણના **અર્થ** પ્રમાણે તેના બે પ્રકાર છે: (૧) ગુણવાચક અને (૨) સંખ્યાવાચક. ગુણવાચક, ધોળું, ખાટું, આળસુ, ડાહ્યો, સુંવાળું; સંખ્યાવાચક, ત્રણ, પાંચ, ચોથું, બહુ, ઓછું. સંખ્યાવાચકના પાછા બે વિભાગ છે: (૧) **નિશ્ચિત સંખ્યાવાચક:** દસ, બાર, ત્રીજું, અડધું, (૨) **અનિશ્ચિત સંખ્યાવાચક:** ઘણું, બહુ, થોડું. નિશ્ચિત સંખ્યા-વાચકમાં જે વિશેષણ ક્રમ બતાવે છે: જેમકે એક, બે, ત્રણ, ચાર, તેને **સંખ્યાક્રમવાચક** કહે છે. જે સંખ્યાનો ક્રમ પુરો કરે છે તે સંખ્યાપૂરક છે દા. પહેલો, બીજો, ત્રીજો. **સંખ્યાંશવાચક વિશેષણ** પા, અડધા, પોણો, દોઢ, સાડાચાર; **સંખ્યા આવૃતિવાચક,** એકવડું, બેવડું, બમણું, ત્રણ ગણું. જે વિશેષણમાં સંખ્યાસમૂહનો અર્થ માલમ પડે છે તેને **સંખ્યા સમૂહવાચક** કહે છે, પણ તે નામ તરીકે વપરાય છે. દા. ચોક, પંજો, છકા, દશક, સેંકડો.

**૫** કોઈ પ્રાણી કે પદાર્થના બીજા સાથે ઓછોવત્તો ગુણ બતાવનાર જે મુકાબલો થાય છે તેને **તુલના** કહે છે. મગન કરતાં છગન વધારે હોશિયાર છે. પ્રાણી એ મનુષ્યથી બુદ્ધિમાં ઓછું છે. છગનમાં મગન કરતાં હોશિયારીનો ગુણ વધારે છે. પ્રાણીમાં મનુષ્ય કરતાં ઓછી બુદ્ધિ છે એમ બતાવ્યું છે. આવી રીતે ઓછાવત્તા ગુણનો મુકાબલો જેની સાથે કરવાનો હોય તેને 'થી' અને 'કરતાં' લગાડી થાય છે. જેનો મુકાબલો કરવાનો હોય તેનામાં પછી વધારે કે ઓછું મૂળ વિશેષણ સાથે વાપરવું પડે છે. આવી તુલનાને **અન્યસાપેક્ષક** કહે છે. (અન્ય=બીજું, સાપેક્ષક=અપેક્ષા રાખનારૂં)

સૌથી વધારે બુદ્ધિમાન પ્રાણી મનુષ્ય છે. મોટામાં મોટું શહેર કલકત્તા છે. નાનામાં નાની ચીજનો તિરસ્કાર કરવો નહિ. આ **સર્વ સાપેક્ષક તુલના** છે, કારણ કે તેમાં અમુક વર્ગની બધી (સર્વ) વ્યક્તિ કરતાં ઓછો કે વત્તો ગુણ બતાવ્યો છે.

ગુરુતર, ગુરુતમ, લઘુતર, લઘુતમ, એ સંસ્કૃત રૂપો છે. સંસ્કૃતમાં તર, અને તમ તુલનાવાચક પ્રત્યય છે. સ્વાદિષ્ઠ, જ્યેષ્ઠ, બલિષ્ઠ, જેવાં રૂપોમાં સંસ્કૃતનો ઇષ્ઠ પ્રત્યય લાગેલો છે. આપણી ભાષામાં એવા પ્રત્યય લગાડાતા નથી.

૬ નીચેનાં વાક્યોમાં જુદાં જુદાં **વિશેષણ** શોધી કાઢો:—

(૧) જ્વાળામુખી પર્વતો બહુધા એકલા જોવામાં આવતા નથી. (૨) આંદામાનની પાસેના એક નાના ઉજ્જડ બેટમાં માત્ર એક બળતો જ્વાળામુખી છે. (૩) હમણાં જે ઠેકાણે એવા પર્વતો છે તે ઠેકાણે આંચકા લાગે છે. (૪) મુકુંદનો ગઈ કાલે પહેલો નંબર હતો, આજે ચોથો છે. (૫) રજપુતોની જબરી કુમકથી તેણે તેના મહાન શત્રુનો નાશ કર્યો. (૬) પારકાનું ભલું કરવાની વૃત્તિ પ્રશંસનીય છે. (૭) બંને જણ ખેતરમાં પેઠાં, વાડ ઉંચી અને મજબુત હતી. (૮) જો, રાત કેવી નિર્મળ છે! (૯) આ અમૃત જેવાં ચીભડાં ખાઓ. (૧૦) કોઈવાર જૂજ બેદરકારીથી ઘણું નુકસાન થાય છે. (૧૧) ભૂકંપના આંચકાથી ઘણો વિનાશ થાય છે અને થોડા વખતમાં હજારો માણસ નિરાધાર થાય છે. (૧૨) મુકુંદતો બમણું તમણું અને ચારગણું ખાવું આપ્યે ધરાતો નથી. (૧૩) જેટલી કાળજી કપડાંની રાખો છો તેટલી અભ્યાસની રાખો તો સારૂં. (૧૪) વખત એવો આવ્યો છે કોઈ કોઈની કંઈ સંભાળ રાખતું નથી. (૧૫) પહેલાં અડધા પછી પા અને પછી પોણાના ઘડીઆ લેવા જોઈએ. (૧૬) દોઢ, અઢી અને સાડાત્રણ કાગળ લઈને તેણે નમુનો તૈયાર કર્યો. (૧૭) મોહન કરતાં મનુ ગણિતમાં વધારે હોશિયાર છે. (૧૮) આ વર્ગમાં

મગનને સારામાં સારી રીતે કવિતા ગાઈ. (૧૯) સૂર્યમંડળમાં સૂર્ય મોટામાં મોટો આકાશી ગોળો છે. (૨૦) એમની વાત આપને પસંદ પડી નહિ.

---

## પાઠ ૮ મો

---

### જાતિ

૧. કુદરતમાં સજીવ અને નિર્જીવ સૃષ્ટિ હોય છે. જે સજીવ વસ્તુ છે તેના લિંગ પ્રમાણે નર અને નારી જાતિના બે ભેદ હોય છે; તેથી જે પ્રાણી, નર કે નારી જાતિનાં હોય છે તેમની જાતિ સહેલાઈથી જાણી શકાય છે. જે નિર્જીવ-જડ વસ્તુ છે તેમની જાતિ નક્કી કરવી મુશ્કેલ છે, કારણકે તે વસ્તુઓ ત્રણે જાતિમાં બોલાય છે. દા. (૧) લોટો, ખડીઓ, જોડો, પથરો; (૨) ગાડી, ચોપડી, ખુરસી, સાડી; (૩) ગાડું, રૂ, આંસું; આવી રીતે નિર્જીવ વસ્તુની જાતિ જાણવાને કોઈ સામાન્ય નિયમ નથી. બીજી ભાષામાં પ્રાણી-વાચક નામ નર કે નારી જાતિમાં ગણાય છે અને જડ પદાર્થ નાન્યતર જાતિમાં હોય છે, પણ આપણી ભાષામાં જાતિ શોધવાનો આવો સરળ નિયમ નથી.

૨. લિંગ એ નર કે નારીનો ભેદ બતાવવાનું કુદરતી ચિહ્ન છે. જાતિ એ લિંગ બતાવનાર શબ્દ છે. પ્રાણીની જાતિ કુદરતી હોય છે તેથી તેને **પ્રાકૃતિક જાતિ** કહે છે અને જે નામની જાતિ કુદરતી લિંગ પ્રમાણે હોતી નથી પણ રૂઢિને અનુસરી નક્કી થઈ છે તેને **સાંકેતિક જાતિ કહે** છે. કુતરો, રાજા, પુરુષ, ઘોડો, મનમોહન, મગન, એવાં નામ **પ્રાકૃતિક જાતિનાં** છે. પણ વડ, ધર્મ, અગ્નિ, લાડુ, એ નામની જાતિ **સાંકેતિક** ( કૃત્રિમ ) છે, કારણકે બોલવામાં નર જાતિનાં છે પણ કુદરતી લિંગ નરનું નથી. તેવી રીતે

શાંતા, છોકરી, ગાય, ભેંસ, સાસુ, એ નારી જાતિનાં નામ છે પણ વાત, ખાંડ, આશા, બુદ્ધિ, વસ્તુ, એ નારી જાતિનાં નામ છે.

૩. વનસ્પતિનાં નામ પણ જુદી જુદી જાતિમાં બોલાય છે. દા. (૧) પીપળો, લીમડો, વડ, નર જાતિમાં છે; (૨) ખજૂરી, પીપળ, નારી જાતિમાં છે; (૩) ઝાડ, ઘાસ એ નાન્યતર જાતિમાં બોલાય છે. આવી રીતે આપણી ભાષામાં ચોકસ નિયમના અભાવે કોઈપણ નામની જાતિ નક્કી કરવી અઘરી પડે છે. જેમની માતૃભાષા ગુજરાતી હોય છે તેમને તે અઘરૂં લાગતું નથી પણ વિદેશીને જાતિ ઓળખવામાં, બોલવાની અને લખવાની રીત ઉપરથી ઘણી અડચણ પડે છે.

માખી, જૂ, જળો, એ નારી જાતિમાં બોલાય છે, પણ એ વર્ગમાં 'નર' તો હોવોજ જોઈએ તેમજ 'ચાંચડ', 'મચ્છર', 'કાચબો', એ નામ નરજાતિનાં છે, પણ તે વર્ગમાં નારીજાતિ તો હશેજ. તેમજ તીડ, ઊંટ, એ નાન્યતરજાતિમાં બોલાય છે, પણ તેમાં નર અને નારીજાતિના ભેદ છે. આ ઉપરથી સમજાશે કે જડ વસ્તુની તેમજ વનસ્પતિની જાતિ બોલવાની અને લખવાની રૂઢિ મુજબ નક્કી થાય છે.

૪. સાધારણ રીતે જે નામને છેડે 'ઓ' આવે છે અને તેને 'કેવો લાગે છે તેની નરજાતિ છે. જે નામને છેડે 'ઈ' હોય છે અને તેને 'કેવી' લાગે છે તે નારીજાતિમાં છે અને જેને છેડે 'ઉં' આવે છે અને 'કેવું' લાગે છે તે નાન્યતરજાતિમાં હોય છે. તેથી નર જાતિના નામને કોઈ પણ **ઓકારાંત** વિશેષણ લાગુ પડે છે. દા. **ઉંચો** માણસ, **કાળો** નાગ, **રાતો** ઘોડો, નારીજાતિના નામને **ઇકારાંત** વિશેષણ લાગુ પડે છે. **ઉંચી** પીપળ, **કાળી** બિલાડી, **રાતી** ઘોડી. નાન્યતરજાતિના નામને **ઉકારાંત** વિશેષણ લાગુ પડે છે દા. **ઉંચુ** ઝાડ, **કાળું** લુગડું, **રાતું** છોકું, 'ઓ', 'ઈ', અને 'ઉ', એ સ્વરો નામને છેડે આવતા હોય તો નર, નારી અને નાન્યતરજાતિના હોય છે એવો સામાન્ય નિયમ છે, પણ તેમાં કેટલાક નીચે પ્રમાણે અપવાદ છેઃ—

## ઓકારાંત

નર જાતિ—છોકરો, ઘોડો, પાડો, વછેરો.

નારી જાતિ—જળો, ગળો.

નાન્યતર જાતિ—મોં.

## ઈકારાંત

નારી જાતિ—છોકરી, ઘોડી, સ્ત્રી, પ્રીતિ, જાતિ, વાડી, ગાડી.

નરજાતિ—મણિ, હાથી, કોળી, કવિ, ધોબી, વાઘરી, સોની.

નાન્યતર જાતિ—ઘી, બી, પાણી, મોતી, દહીં,

## ઉકારાંત.

નાન્યતર જાતિ—છોડું, છોકરૂં, પશુ, રૂ, લીંબુ, જાંબુ.

નર જાતિ—વાયુ, ગુરુ, લાડુ, શત્રુ.

નારી જાતિ—ઋતુ, વસ્તુ, વહુ, સાસુ. ધાતુ,

૫. કેટલાંક નામનાં રૂપ **ત્રણે જાતિમાં** થાય છે.

ઘોડો, ઘોડી, ઘોડું; છોકરો, છોકરી, છોકરૂં.

કેટલાંક નામને નર અને નારીના બંને રૂપ હોય છે.

કાકો–કાકી, દીકરો–દીકરી, રોટલો–રોટલી, દાદો–દાદી, ઓરડો–ઓરડી.

કેટલાંક નામની એકજ જાતિ હોય છે. દા. ખડીઓ, દરીઓ, દરવાજો, લડવૈયો, કાચબો, નોળીઓ.

કેટલાંક નારીજાતિમાંજ હોય છે. દા. મલાઈ, વાઈ, રાઈ, સીડી.

કેટલાંક ફક્ત નાન્યતરજાતિમાં હોય છે. મગતરૂં, ઊંટ, તીતર, માથું, પાંદડું, લુ, આંસુ.

નર કે નારી બંને જાતિમાં વપરાતાં નામઃ વખત, વિધિ, ચા, તપાસ, તમાકુ, શોધ, ચાલ.

નર કે નાન્યતર જાતિ—મત, માણસ, પત્ર, હિંદુસ્થાન.

નારી કે નાન્યતર જાતિ-સોપારી, ઘડિઆળ, જનોઈ, ઓળખાણ.

આવરદા ત્રણુ જાતિમાં વપરાય છે.

૬. ૧. નારી જાતિ જુદા શબ્દથી

| નર | નારી |
|---|---|
| બાપ | મા |
| મોર | ઢેલ |
| વર | વહુ |
| સસરો | સાસુ |
| સાધુ | સાધ્વી |
| ભાઈ | બહેન |

નારી જાતિ પ્રત્યયથી

| | નર | નારી |
|---|---|---|
| (૧) આ. | બાળ | બાળા |
| | શિક્ષક | શિક્ષિકા |
| | કાંત | કાંતા |
| | પ્રિય | પ્રિયા |
| | કોકિલ | કોકિલા |

(૨) ઈ. કુમાર-કુમારી, દેવ–દેવી, નટ–નટી, તરુણ–તરુણી.

(૩) આણી. ગોર–ગોરાણી, શેઠ–શેઠાણી, ક્ષત્રિય–ક્ષત્રિયાણી, પટેલ–પટલાણી, જેઠ–જેઠાણી.

(૪) ડી. હજામ–હજામડી, ભીલ–ભીલડી, ઊંટ–ઊંટડી, લાડુ–લાડુડી. (તે લઘુતાવાચક પણ છે.)

(૫) ણી. ચંડાળ–ચંડાળણી, પિશાચ–પિશાચણી.

૭. જે શબ્દનું જેવું રૂપ સંસ્કૃતમાં છે તેવું ગુજરાતીમાં રહ્યું હોય છે તે શબ્દને **તત્સમ** કહે છે, તેથી તેમની જાતિ ઘણુંખરૂં મૂળ સંસ્કૃત પ્રમાણે હોય છે. દા. ગુરુ, પતિ, આત્મા નરજાતિમાં છે. દયા, નીતિ, દાસી, નારી જાતિમાં છે. વન, વાચન, નાન્યતરજાતિમાં છે.

| સંસ્કૃત | જાતિ. | ગુજરાતી | જાતિ. |
|---|---|---|---|
| વસ્તુ | નાન્યતર | વસ્તુ | નારી |
| અક્ષિ | નાન્યતર | આંખ | નારી |
| મિત્ર | ,, | મિત્ર | નર |
| યશ | ,, | યશ | નર |

૮. નામની જાતિ ઓળખવાને કોઈ સામાન્ય નિયમ આપણી ભાષામાં નીકળી શકતો નથી, એ બાબત વિષે આગળ કહેવામાં આવ્યું છે. કેટલાંક નામને છેડે ઓ, ઈ કે ઉ (સાનુસ્વાર) ઉપરથી નર, નારી કે નાન્યતર જાતિ જણાઈ આવે છે; ઘોડો, ઘોડી, ઘોડું. પણ કેટલાંક નામ એવાં છે કે તેનો **અંત્યાક્ષર એકજ હોય** છે છતાં તે ત્રણે જાતિનાં નામ હોય છે. દાઃ—

**અકારાંત**—નર. છોડ, વાઘ, દેશ, પગ, લાગ, આકાર.
નારી. આંખ, વાત, લાત, લગામ, પાટ, જાત, ગાય, ચીજ.
નાન્યતર. ઘર, નામ, ઝાડ, નાક, ઊંટ, ખેતર.

**આકારાંત**—નર. પિતા, દેવતા, ચંદ્રમા, વક્તા, કર્તા, વા.
નારી. નર્મદા, દયા, આશા, કૃપા, માયા, પ્રજા.
નાન્યતર. ઘોઘા, કલકત્તા.

**ઈકારાંત**—નર. હાથી, કવિ, અગ્નિ, સિપાઈ, ધોબી, દરજી.
નારી. ગાડી, છોકરી, વાડી, છોડી, બુદ્ધિ, પ્રીતિ.
નાન્યતર. પાણી, મરી, મોતી, દહીં, બી.

**ઉકારાંત**—નર. શત્રુ, વાયુ, લાડુ. ગુરુ, સાધુ, બંધુ.
નારી. સાસુ, વહુ, ઋતુ, વસ્તુ, લુ, ધાતુ.
નાન્યતર. પશુ, લીંબુ, આંસુ, રૂ.

**એકારાંત**—નર. જે, (જય) ભે, (ભય) મે, (મેહ) વે, (વેહ).
નારી. ચે (ચેહ) લે (લેહ)
નાન્યતર. તાલે (નસીબ)

**ઐકારાંત**—નર. ખૈ (ક્ષય).
નારી. રજૈ.
નાન્યતર. દૈ (દૈવ).
**ઓકારાંત**—નર. ઘોડો, પાડો, પો.
નારી. ધો, જળો.
નાન્યતર. મોં.
**ઔકારાંત**—નર. રૌ.
નારી. ગૌ.
નાન્યતર. મૌ.

---

## પાઠ ૯ મો

---

### વચન

**૧** કોઈ પ્રાણી કે પદાર્થ વિષે બોલતાં તે એક કે વધારે વસ્તુ છે એવું જેનાથી સમજાય તેને **વચન** કહે છે. જ્યારે આપણે એક વસ્તુને માટે બોલીએ છીએ—એટલે જેમાં જ્યારે એકપણાનો અર્થ હોય છે, ત્યારે તેને **એકવચન** કહે છે. જ્યારે તેમાં અનેકપણાનો **અર્થ** હોય છે ત્યારે તેને **બહુવચન** કહે છે.

સાધારણ રીતે નામને 'ઓ' પ્રત્યય લગાડવાથી તેનું બહુવચન થાય છે. દા. રાજા, રાજાઓ, ચોપડી, ચોપડીઓ, પણ 'ઘોડો' એમાં પ્રથમ 'ઓ' નો 'આ' કરી 'ઓ' પ્રત્યય લગાડાય છે.

દા. ઘોડો—ઘોડાઓ.
છોકરો—છોકરાઓ.

ચરોતરમાં ઘર, ઘરાં, ઝાડ, ઝાડાં, ખેતર, ખેતરાં, માણસ, માણસાં, આ પ્રમાણે અકારાંત નામનું બહુવચન થાય છે.

**૨** જ્યારે નામની સાથે એક કરતાં વધારે સંખ્યાવાચક શબ્દો તથા સર્વ, સઘળા, કેટલાએક બહુ, ઘણું, એવા બહુવચન બતાવનાર

| | | |
|---|---|---|
| ૨. **ભૂત.** | યો, ઈ, યું, યાં, ઈ, યાં. | વાંચ્યો, વાંચી, વાંચ્યું, વાંચ્યા, વાંચી, વાંચ્યાં. |
| ૩. **વિશેષભૂત.** | એલો, એલી, એલું, એલા, એલી, એલાં, (એનેબદલે 'ય' આવે છે) | વાંચેલો, વાંચેલી, વાંચેલું, વાંચેલા, વાંચેલી, વાંચેલાં. |
| ૪. **ભવિષ્ય.** | વાનો, વાની, વાનું, વાનાં, વાની, વાનાં, | વાંચવાનો, વાંચવાની, વાંચવાનું, વાંચવાના, વાંચવાની, વાંચવાનાં. |
| ૫. **સામાન્ય.** | વો, વી, વું, વા, વી, વી, | વાંચવો, વાંચવી, વાંચવું, વાંચવા, વાંચવી, વાંચવો. |
| ૬. **કર્તૃવાચક.** | નારો, નારી, નારૂં, નારા, નારી, નારાં, | વાંચનારો, વાંચનારી, વાંચનારૂં, વાંચનારા, વાંચનારી. વાંચનારાં, |
| ૭. **સંબંધકભૂત.** | ઈ, ઈને, | વાંચી, વાંચીને, |

સાધિત ધાતુના પણ તેવી રીતે કૃદંતનાં રૂપ થાય છે.

વંચાવતો, વંચાવ્યું, વંચાવેલું, વંચાવવાનો, વંચાવવું, વંચાવનાર, વંચાવીને, **કૃદંત પણ કર્તા અને કર્મ અને કૃદંત અવ્યય** તરીકે વપરાય છે. જ્યારે કૃદંતની ક્રિયા સકર્મક હોય છે ત્યારે તેને પણ કર્મ હોય છે. તેમજ તેને નામની પેઠે જાતિ અને વિભક્તિ લાગે છે. દા.

૫. ૧. (આપણે) કામ **કરવું** અઘરૂં **બોલવું** સહેલું છે.
૨. **વાંચવું** સહેલું છે પણ **લખવું** અઘરૂં છે.
૩. પગે **ચાલનારને** હરકત પડે છે.
૪. **ચાલનાર** આગળ ગયો.
૫. તેણે **ચાલનારને** મદદ કરી.

૬. છોકરૂં **ચાલતાં** પડી ગયું.

૭. મગન **ખાઇને** સૂઇ ગયો.

પહેલા વાક્યમાં 'કરવું' એ સકર્મક કૃદંત હોવાથી તેનું કર્મ કામ છે. બીજામાં 'વાંચવું' અને 'લખવું' એ કર્તા તરીકે આવેલાં કૃદંત છે. 'ચાલનાર', 'ચાલનારને' એ પણ કર્તા અને કર્મ તરીકે વપરાયાં છે. 'ચાલતાં' અને 'ખાઇને' એ ક્રિયાવિશેષણ રૂપે આવ્યાં છે.

(૧) કાગળ લખવો અઘરો છે. (૨) ચોપડા લખવા અઘરા છે. (૩) આ છોકરો લખવા બેઠો. (૪) તે પૈસા આપવા આવ્યો.

આમાં 'લખવો' અને 'લખવા' એ પહેલી વિભક્તિમાં છે તેથી ક્રિયાપદના જાતિવચન તે પ્રમાણે છે. ત્રીજા અને ચોથા વાક્યમાં 'ને' અધ્યાહાર છે તેથી તે ચોથી વિભક્તિમાં છે. અને 'બેઠો' અને 'આવ્યો' એ ક્રિયાપદ નર જાતિ એકવચનમાં છે.

**૬.** નીચેનાં વાક્યમાંથી જુદાં જુદાં **કૃદંતનો** ઉપયોગ કેવી રીતે થયો છે તે બતાવોઃ—

(૧) આ ઘર બનાવનારને ઘણી અડચણ પડી. (૨) તારે હવે કંઇ કરવાનું રહ્યું છે ? (૩) તમારૂં કામ કરીને જાઓ તો ઠીક. (૪) શિક્ષકનું કહ્યું ન માનવાથી તેને ઘણો પસ્તાવો થયો. (૫) ધીમેથી ચાવીને ખાવાની ટેવ નાનાં છોકરાંને પાડવી જોઇએ. (૬) તેના બોલવાનો અર્થ તે સમજ્યો નહિ, તેથી તે મનમાં મુંઝાવા લાગ્યાં. (૭) ગામ જવાને હું વહેલો નીકળ્યો હતો પણ રસ્તામાં ચાલતાં થાકી જવાથી મારે થોડો વખત આરામ લેવો પડયાં. (૮) હવે તે સટ્ટો કરવાનો નથી કારણકે તેના બોલવા ઉપર કોઇ ભરોસો કરતું નથી. (૯) આ પુસ્તકનો રચનાર ગામડાનો રહીશ છે. (૧૦) વકીલ બોલી બોલીને કંટાળ્યો તોપણ ન્યાયાધીશે તેની કહેવાની કંઇ દરકાર કરી નહિ. (૧૧) શિઆળામાં બહાર ફરવાની ટેવ સારી છે. (૧૨) આ કાગળ ટપાલમાં નંખાવવાને મેં તેને કહ્યું હતું. (૧૩) તમે તેને ખાવાનું મોકલાવરાવ્યું છે ? (૧૪) કનુએ તેની લખેલી નોટબુક ખોઇ નાંખી છે.

(ચ) જંગલો જાળવી રાખવાથી ઘણી જાતના ફાયદા છે. તેમાંથી થોડાએક ઉપર ગણાવી દીધા છે. પણ માણસ લોભાઇને જંગલો ખેતી કરવાને માટે કે લાકડા કાપવાને માટે કાપી નાખે છે. આપણે ત્યાં જંગલનો સમૂળગો નાશ કરવાથી વહેતાં ઝરણો સૂકાઇ ગયાં અને તેથી જમીન શોષાઇ ગએલી જોવામાં આવી. ઝાડો જતાં રહેવાથી પાણી તરત વહી જવાને લીધે જમીન સૂકી થઇ ગઇ. સરકારે જંગલનું રક્ષણ કરવાનું કામ માથે લીધું. જંગલમાં બિગાડ કરનારને સજા કરવામાં આવે છે. એક જંગલ કાપવું હોય તો તેની બરાબર કાળજી રાખવાની જરૂર પડે છે. જંગલમાં ઝાડ ઉછેરનાર કુશળ હોવા જોઇએ. ઉછરેલા છોડની બરાબર સંભાળ રાખીને જંગલને આબાદ કરવાને બનતો પ્રયત્ન કરવો એ પ્રજાહિત માટે જરૂરનું છે.

---

## પાઠ ૧૬ મો

---

### અવ્યયના પ્રકાર

**૧.** જે અર્થયુક્ત ધ્વનિથી આપણો વિચાર જણાવીએ છીએ તેને **શબ્દ**× કહે છે. શબ્દ બે પ્રકારના હોય છે; (૧) **આખ્યેય** અને (૨) **અવ્યય.** જે પદનાં જુદાં જુદાં રૂપાખ્યાન થઇ શકે છે તે

**શબ્દનો કોઠો.**×



**આખ્યેય** યા **વ્યયી** કહેવાય છે. (વ્યય–ફેરફાર) નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદ આખ્યેય યા વ્યયી શબ્દો છે.

જે પદના રૂપમાં કંઇ ફેરફાર થતો નથી તેને **અવ્યય** (અ= નહિ; વ્યય=ફેરફાર) કહે છે.

(૧) ઘોડો **જલદી** દોડયો.
(૨) બકરી **જલદી** દોડી.
(૩) છોકરૂં **જલદી** દોડયું.
(૪) છોકરો **જલદી** દોડયો.

આ વાકયોમાં કર્તાની જાતિ તથા વચનમાં જેમ ફેરફાર થાય છે તેમ 'જલદી' માં કંઇ ફેરફાર થતા નથી અને તે ક્રિયાના અર્થમાં વધારો કરે છે તેથી તેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે. તે પ્રમાણે ઘોડો **અને** ગાડી નકામાં થયાં. શિઆળા **પછી** ઉનાળો આવે છે. **અરે**! તેનું શું થયું હશે. આ દાખલામાં 'અને', 'પછી' અને 'અરે' એ અવ્યય છે કારણ કે તેમના રૂપમાં કંઇ ફેરફાર થતો નથી. 'અને' **ઉભયાન્વયી** 'પછી' **નામયોગી** અને 'અરે' **કેવળ પ્રયોગી** અવ્યય છે.* એ વાત ભાગ રજામાં બતાવવામાં આવી છે. હવે તે દરેક અવ્યયની વિશેષ હકીકત જોઇએ.

## ૧. ૨. ક્રિયાવિશેષણ

| | |
|---|---|
| ૧. ઘોડો **હમણાં** દોડયો એમાં | **ક્યારે** ક્રિયા થઇ તે બતાવે છે એટલે તે **કાળ** બતાવે છે. |
| ૨. ઘોડો **ત્યાં** દોડી ગયો ,, | ક્યાં ક્રિયા થઈ તે બતાવે છે એટલે તે **સ્થળ** બતાવે છે. |
| ૩. ઘોડો **જલદી** દોડયો એમાં | દોડવાની ક્રિયા કેવી રીતે થઇ તે **રીત** બતાવી છે. |
| ૪. ઘોડો **કેમ** દોડયો ? ,, | શામાટે દોડયો એમાં **કારણ** બતાવ્યું છે. |
| ૫. ઘોડો **કદાચ** દોડશે ,, | દોડશે કે કેમ એવો **સંશય** બતાવ્યો છે. |

| | | |
|---|---|---|
| ૬. ઘોડો **જરૂર** દોડશે. | ,, | ઘોડો દોડશે એમ **નિશ્ચય** બતાવ્યોછે. |
| ૭. ઘોડો **ખબખબ** દોડ્યો | ,, | ઘોડાની દોડવાની **ગતીનો પ્રકાર** બતાવ્યો છે. |
| ૮. ઘોડો **સારો** દોડયો | ,, | ઘોડાની દોડવાની **રીત** બતાવી છે. |
| ૯. ઘોડો **થોડું** દોડયો | ,, | ઘોડો કેટલું દોડયો એટલે **પરિમાણ** બતાવે છે. (**ન્યૂનતા**) |
| ૧૦. ઘોડો **બહુ** દોડયો | ,, | ઘોડો વધારે દોડયો એટલે **અધિકતા** બતાવે છે. |
| ૧૧. ઘોડો **બરાબર** દોડયો | ,, | ઘોડો બરાબર દોડયો એટલે **તૃપ્તિ** બતાવે છે. |
| ૧૨. ઘોડો **પૂરેપૂરૂં** દોડયો | ,, | **પૂર્ણતા** બતાવે છે. |

૧૩. **ઠીક,** તમે એમ કરશો તો મને વાંધો નથી આમાં ક્રિયાનો **સ્વીકાર** કર્યો છે.

૧૪. ઘોડો દોડયો **નહિ** એમાં ક્રિયાનો નિષેધ કર્યો છે એટલે ક્રિયાનો નકાર બતાવ્યો છે.

આ દાખલા ઉપરથી ક્રિયાવિશેષણની જુદી જુદી જાતો જણાઇ આવે છે.

**૩. ૧.** જે ક્રિયાવિશેષણ અમુક ક્રિયા કયે વખતે થઇ તે બતાવે છે તેને **કાળવાચક** કહે છે. દા. અત્યારે, જ્યારે, તરત, કદી, હવે હમણાં પછી, આખરે, અગાઉ, આજ, કાલ, પહોર, વહેલું, મોડું, સવારે, સાંજે, ઓણુ, પોર, હજુ, પહેલે વર્ષે. **જાથુકાળ બતાવનારાં:** નિત્ય, સદા, સર્વદા, સર્વકાળ, રોજ, જાથુ, હંમેશાં. જે **કાળની પુનરાવૃત્તિ** બતાવે છે તે:—વારંવાર; વારેવારે, ફરીફરીથી, ફરીફરીને, વારેઘડીએ, ઘડીએ ઘડીએ, હરઘડીએ, રોજ રોજ, દહાડે દહાડે, વર્ષેવષ, પ્રતિવર્ષે. રોજરોજ, બેવાર એકાંતરે.

૨. ક્રિયા કયાં થઈ તે બતાવનાર ક્રિયાવિશેષણને **સ્થળવાચક** કહે છે. દા. અહીં, તહીં, ત્યાં, જ્યાં, પણે, કયાં, ઉપર, ઊંચે, નીચે,

હેઠળ, પાસે, તળીએ, દૂર, મધ્યે, અંદર, લગોલગ, અધવચ, ક્રિયાની દિશા બતાવનાર **દિશાદર્શકઃ** આણીગમ, પેલીગમ. આમ, એમ, કેણીગમ, તેમ, જેમ, તેણીગમ, પેલીપાસ, ઉગમણા, આથમણા.

૩. કેવી રીતે ક્રિયા થઈ તે બતાવનાર **રીતિવાચક** ક્રિયાવિશેષણ છે.

દા. આમ, એમ, તેમ, જેમ, કેમ, તે પ્રમાણે, ધીમે, ગમેતેમ, અમથો, ઓચિંતો, જેમને તેમ, તેમનેતેમ, જોસભેર.

૪. જે ક્રિયા હેતુ બતાવે છે તે **હેતુવાચક** છે. કેમ.

૫. જે ક્રિયા સંશય બતાવે છે તે **સંશયવાચક** છે. કદાચ કદાપિ, કદાચિત, કદી ઘણુંકરી સોવસા બનતા સુધી.

૬. જે ક્રિયા નિશ્ચય બતાવે છે તે **નિશ્ચયવાચક** છે. ખચીત, ખરેખર, ખસુસ, અવશ્ય, નક્કી, જ, નિઃશંક, બેશક.

૭. પ્રાણી કે પદાર્થના થતા અવાજને મળતી ક્રિયા બતાવનાર **અનુકરણ વાચક** છે. ધમધમ, ચમચમ, છમછમ, તડાતડ, કડાકડ, ધબધબ.

૮. ક્રિયા થોડે કે ઘણે અંશે બતાવનાર ક્રિયાવિશેષણ **પરિમાણવાચક** કહેવાય છે.

**अ. ન્યૂનતાદર્શક,** થોડું, ઓછું, જરાક, લગાર, રજ, ઘણું, સહેજ, લેશ.

૯. **ब. અધિકતાદર્શક,** વધારે, ઘણું, પુષ્કળ. વિશેષ.

૧૦. **क. તૃપ્તિ,** અધિકતા દર્શક, બસ એટલું બરાબર પુષ્કળ, સંપૂર્ણ.

૧૧. **પૂર્ણતાદર્શક** તદ્દન, બીલકુલ, પૂરેપૂરૂં, રજેરજ.

૧૨. ક્રિયાનો સ્વીકાર એટલે તે થાય છે તે બતાવનાર **સ્વીકારવાચક** છે. દા. ભલે, વારૂ, ઠીક.

૪. નીચેનાં વાકયોમાંથી જુદી જુદી જાતનાં **ક્રિયાવિશેષણ** શોધી કાઢોઃ—(૧) કેશવ રોજ મોડો આવે છે તેને તે સંબંધી વારંવાર

કહેવામાં આવ્યું છે. (૨) વકીલની દલીલ નિઃસંશય ખરી હતી પણ જરા વધારે બોલવાથી મેજિસ્ટ્રેટને સહેજ માઠું લાગ્યુ. (૩) હવે પછી મોહન આવું કામ કરશે નહિ કેમકે તેને ફેરેફેરે શિક્ષા થઈ છે. (૪) ડાળીઓ થોડી આણીતરફ અને થોડી પેલીગમ પડી ગઈ. (૫) તે હજુ કેમ ઊઠયો નથી? વખતે તે થાકયો હશે. (૬) છોકરો કેમ ગયો છે તે હું જાણતો નથી, ઘણુંકરીને તે તળાવ તરફ ગયો હશે. (૭) વિનુએ પુષ્કળ ખાધું એટલે તે અતિશય અકળાયો અને છેવટે તેને દવા આપવી પડી. (૮) તમારે આ કામ જરૂર કરવાનું છે; નહિતો બનતાં સુધી તમને તે છોડશે નહિ. (૯) પ્રથમ તો આકાશ ઘનઘોર થયું અને વરસાદ પછી ખૂબ પડયો. (૧૦) નાનાં છોકરાંને કોઈપણ કામ સંપૂર્ણ રીતે કરવાની ટેવ પાડવી, કારણકે તેથી તેમનામાં કાળજીપૂર્વક કામ કરવાનો ગુણ આવે છે. (૧૧) બકરાએ ખાડામાંથી નીકળવા ફોકટ બહુ ફાંફાં માર્યા, તેથી તે તદ્દન થાકી ગયું. (૧૨) હા, તમારૂં કહેવું તો ઠીક છે પણ ભલે કનુને જે કરવું હોય તે કરે. (૧૩) ટાઢમાં હાથ ચમચમ થાય છે. (૧૪) ગાડી ધણી પાસે આવી તોપણ તે જરા પણ પરવાર્યો નહોતો, તેથી તે ઉતાવળો આવ્યો પણ દોડતાં નીચે પડી ગયો. (૧૫) તમારૂં કહેવું ખરૂં છે પણ તેને ગળે કેમ ઉતરતું નથી તે કંઈ સમજાતું નથી, (૧૬) વર્ગમાં મનુ ખડખડ હસી પડયો તેથી શિક્ષક ખૂબ નારાજ થયા. (૧૭) તમે તમારી જાતને છેતરશો નહિ. (૧૮) મેં તેને ઘડીએ ઘડીએ કહ્યું, તોપણ તેનું મન જરાએ ફર્યું નહિ. (૧૯) આપેલું વચન તોડતા ના. (૨૦) અહીંથી ત્યાં જવાનો રસ્તો ખરેખર લગારે સારો નથી પણ તેણીગમ કદાચ જવાને હરકત નથી. (૨૧) તેણે તે કામ સંપૂર્ણ રીતે કર્યું હશે? (૨૨) આગળથી ગાડી અથડાવાથી બધો સામાન પાછળથી એકદમ દૂર પડયો. (૨૩) દિવાળીમાં ફટાકા ફડાફડ ફોડવામાં આવે છે.

(**ब**) (૧) ઇ. સ. પૂર્વે સુમારે ૮૦૦ વર્ષ પર રોમમાં જુદી જુદી જાતો વસતી હતી. રોમ લોકો પોતાના પાડોશી જોડે નિરંતર

લડતા હતા. શરૂઆતમાં અમીર પાસે સંપૂર્ણ સત્તા હતી. બંને જાતો વારેવારે લડતી અને વખતે મારામારી પણ થતી. (૨) ના, સાહેબ, મને બહોળે હાથે ખરચ કરવાની ટેવ પડી છે તેથી આજસુધીમાં કંઈ બચાવ્યું નથી. એ ટેવ સારી નથી. માણસે અણધાર્યા પ્રસંગ માટે દ્રવ્ય બરાબર સંઘરવું જોઈએ. આવક વધશે ત્યારે થોડુંક બચાવીશું એવા વિચારથી તેઓ છુટે હાથે ખર્ચે છે. કરકસર બીજો ભાઈ છે એ કહેવત વંશપરંપરાથી ચાલતી આવી છે. સાહેબ, આપે એ વાત ઠીક કહી. હું હવે કરકસરના ફાયદા બરાબર સમજ્યો છું અને યોગ્ય રીતે કામ કરી થોડુંક બચાવીશ. (૩) વનમાંથી મહેતા પહેલાં પાછા આવ્યા અને સ્ત્રી સાથે જુદા રહ્યા અને આખરે બહાર રહ્યા પછી તેમણે માત્ર ઇશ્વરની લીલા ખૂબ ગાઈ છે. ખરૂં જોતાં તો તે એકજ ઇશ્વરને ભજતા. સાધુસંતોના અખાડામાં ઘણુંખરૂં તે રહેતા. તે વાત તેમની સ્ત્રીને બીલકુલ ગમી નહિ. (૪) આ બહાદુર સ્ત્રીના હાથમાં રાજ્યની લગામ રહી તે દરમિઆન તેણે એકનિષ્ઠાથી રાજ્ય કર્યું. તે એવી વખતસર વહેલી ઊઠીને કામ કરતી કે રાજ્યનાં સર્વ કામકાજ હંમેશાં બરાબર થતાં અને નિયમસર રાજ્યકાર્ય થતું.

૫ (૧) ઘોડો **બહુ** દોડયો. (૨) તે **ઘણો** ચીઢાયો. (૩) તેને **વિશેષ** સતાવ્યો. આ વાકયોમાં 'બહુ,' 'ઘણો,' વિશેષ,' એ મૂળરૂપે વિશેષણ છે પણ આ વાકયોમાં ક્રિયાવિશેષણ તરીકે વપરાયા છે. કેટલાક ક્રિયાવિશેષણ અવ્યયનું રૂપ વિકારી વિશેષણ માફક ફરે છે.

૧. છોકરો **મોડો** આવ્યો.
૨. છોકરી **મોડી** આવી.
૩. છોકરો **વહેલો** આવ્યો.
૪. છોકરી **વહેલી** આવી.

જ્યારે ક્રિયાવિશેષણને પ્રત્યય લાગે છે ત્યારે તેનો અર્થ જુદો થાય છે.

| | |
|---|---|
| મેં તેને પૂછ્યું ત્યારે **આમ** કહ્યું. | નામ |
| **અહીંના** લોકો મહેનતુ છે. | વિશેષણ |
| છોકરો **નીચેનું** પગથીઉં ભૂલ્યો. | ,, |
| **આગળથી** તેણે વાત કરી નહિ. | ક્રિયાવિશેષણ |
| ફરવા જવાની તેને **રોજની** ટેવ છે. | વિશેષણ |
| તેણે **ઝડપથી** કામ કર્યું<br>મનુએ **સફાઈથી** લખ્યું.<br>ચંદ્રગુપ્તે **યુક્તિથી** સેલ્યુકસને હરાવ્યો. | નામને 'થી' લગાડવાથી તે ક્રિયાવિશેષણ તરીકે ગણાય છે. |

નિયમસર, ગુપચુપ, ત્યાંસુધી, છાનામાના, યથાશક્તિ, ઘણું-કરીને, હરહંમેશ, ગુસ્સાભેર, કહેતાંવાર, યથાયોગ્ય, આ ક્રિયાવિશેષણ બે શબ્દના બનેલા છે અને તેમનો અર્થ એકજ થાય છે. બંને શબ્દોનો એક શબ્દસમૂહ તરીકે ગણી પદચ્છેદ કરવું.

### ૨. નામયોગી

૧. ઝાડ **પર** પક્ષી બેઠું છે.
૨. ઘર **વચ્ચે** મોટો ચોક છે.
૩. તમારી **પાછળ** ગાડી આવે છે.
૪. ખેતર **ભણી** મગન ચાલ્યો.
૫. ગાંડા **પેઠે** તે બોલતો હતો.

આ વાક્યોમાં પર, વચ્ચે, પાછળ, ભણી અને પેઠે એ અવ્યયો ઝાડ, ઘર, તમારી ખેતર અને ગાંડા સાથે આવેલાં છે અને આ નામ તથા સર્વનામો પક્ષી, ચોક, ગાડી, મગન અને 'તે' નો સંબંધ બતાવે છે. 'ઝાડ પક્ષી બેઠું છે' એમ બોલવાથી બરાબર અર્થ સમજાતો નથી પણ ' ઝાડ પર પક્ષી બેઠું' છે એમ બોલવાથી અર્થ સ્પષ્ટ સમજાય છે. જેમ વિભક્તિના જુદા જુદા પ્રત્યયથી વાક્યમાં આપેલા શબ્દોનો અરસપરસ સંબંધ સમજાય છે તેની રીતે ઉપર બતાવેલા અવ્યયનો ઉપયોગ વિભક્તિના પ્રત્યયના જેવો છે; કારણકે નામની વિભક્તિ તથા નામયોગીનો ઉપયોગ સરખોજ છે. હાલમાં જે વિભક્તિના પ્રત્યયો છે તે પ્રથમ જુદા જુદા શબ્દો હોવા જોઈએ અને

તે વડે વાક્યના પદોનો **સંબંધ સમજાતો** હશે, તેથી જે અવ્યયો નામકે સર્વનામની સાથે સંબંધ રાખે છે તેને **નામયોગી** (નામ+યોગી, યોગી જોડાએલો) કહે છે અને તે ક્રિયાપદની સાથે સ્થળ, કાળ, કારણ વગેરેનો સંબંધ જણાવે છે.

૧. કાંતિ મારી **પાસે** ઊભો છે.
૨. દિવસ **પછી** રાત્રિ આવે છે.
૩. તળાવ **તરફ** ગાય જાય છે.
૪. તમારા **સિવાય** આ કામ થશે નહિ.
૫. મા છોકરા **માટે** ઘણું દુઃખ સહન કરે છે.
૬. તેના **વિષે** ઘણા ગપાટા ઊડયા છે.
૭. કાતર **વતી** છોકરાએ કાગળ કાપ્યો.
૮. આ બાબતનો કારણ **સહિત** ખુલાસો કરશો.
૯. આ છોકરો ડાહ્યા માણસ **માફક** બોલે છે.
૧૦. મજુર બે ગાઉ **લગી** ભાર ઉચકી ચાલ્યો.
૧૧. ગુજરાત **કરતાં** ઉત્તર હિંદમાં ટાઢ વધારે પડે છે.

બીજાં **સ્થળવાચક** અવ્યયો:—

૧. **પાસે** એ ઠેકાણું બતાવનાર અવ્યય છે. આગળ, અગાડી, અંદર, બહાર, આસપાસ, વચ્ચે, સામે, હેઠળ, પાછળ, સાથે, લગણ, તળે, વચ્ચોવચ, હારે, **અવ્યય છે.**

૨. **પછી,** એ વખત બતાવનાર અવ્યય છે. બીજાં **કાળવાચક** અવ્યયો:-અગાઉ, અગાડી, આગળ, પહેલા, પછી, પાછળ, પછાડી, સુધી, પૂર્વે.

૩. **તરફ, એ દિશા બતાવનાર** અવ્યય છે: ભણી, તરફ, વગેરે.

૪. **સિવાય,** અમુક બાબતનો અભાવ બતાવનાર:–વિના, વગર, વણ, ઉપરાંત.

૫. **માટે** 'હેતુ' બતાવનાર–**હેતુવાચક** અવ્યય: કાજે, વાસ્તે, અર્થે, નિમિત્તે, બદલે, લીધે, સારૂ.

૬. **વિષે. સંબંધ બતાવનારઃ** સંબંધી, સંબંધે, પ્રત્યે.
૭. **વતી. સાધન બતાવનારઃ** વતે, વડે, મારફતે, હસ્તક દ્વારા.
૮. **સહિત. સાહિત્ય બતાવનારઃ** સુદ્ધાં, સોત.
૯. **માફક. રીતિવાચક અવ્યય** છેઃ ગોઠે, પેઠે.
૧૦. **લગી. મર્યાદાવાચકઃ** પર્યંત, સુધી.
૧૧. **કરતાં.** મુકાબલો બતાવે છે.

નામયોગી સાથે નામ કે સર્વનામની વિભક્તિ સાધારણ રીતે છઠ્ઠી હોય છે. કોઈવાર છઠ્ઠીનો પ્રત્યય અધ્યાહાર હોય છે પણ સર્વ-નામની સાથે પ્રત્યય લાગેલો હોય છે. દા. તમા**રી** પાસે તે રૂપીઓ લેવા આવ્યો હતો. નામયોગી અવ્યય જે નામ સાથે જોડાએલો હોય છે તે નામને, ના, ની, અને ને પ્રત્યય લગાડેલા હોય છે અથવા તે ઉપર જણાવ્યા મુજબ અધ્યાહાર હોય છે. કેટલાંક નામયોગી જેવાં કે, વડે, વિના, વતી, સહિત, સંબંધી, સિવાય, કરતાં, વગેરેની પહેલાં **ના** આવે છે. દા. સેનાપતિ વિના લશ્કર બરાબર લડતું નથી.

કેટલાંક નામયોગી, જેવાં કે નીચે, પાછળ, પાસે, પૂર્વે, બહાર, મધ્યે, વચ્ચે, સાથે, હેઠે, સામે, માંહે, અગાઉ, વગેરેની પહેલાં**ની** આવે છે. દા. ગાય**ની** પાછળ વાછરડી ગઈ. કાજે, વાસ્તે અર્થે, બદલે, માટે, લીધે, સાટે, સારૂ ની પહેલાં **ને** આવે છે. પૈસા**ને** વાસ્તે તેણે શરીર બગાડયું.

'કરીને' એ નામયોગી અવ્યય જે નામ કે સર્વનામ પહેલાં આવે છે તે ત્રીજી વિભક્તિનો એ પ્રત્યય લાગે છે. દા. ચપ્પુ**એ** કરીને તેણે આંગળી કાપી. **હાથે કરી**ને તેઓએ દુઃખ વહોર્યું. 'કાજે' ને અર્થેનાં જો કે મૂળ રૂપ સાતમીમાં છે તોપણ એ અવ્યયના પહેલાંના નામ કે સર્વનામ છઠ્ઠીમાં આવે છે. દા. **તને** કાજે મેં આટલું સહન કર્યું એમાં 'ને' એ છઠ્ઠીનો પ્રત્યય છે. આ માણસ **એક ગાઉ સુધી** આવ્યો નહિ. 'ગાઉ' એની મર્યાદાવાચક બીજી વિભક્તિ છે.

ઠેકાણું અને વખત બતાવનાર ઘણાં નામયોગી અવ્યય ક્રિયા-વિશેષણ તરીકે પણ વપરાય છે. દા. છોકરો મારી અગાડી દોડયો, તે અગાડી દોડતો જાય છે. મારી પાસે તે બેઠો હતો, તે પાસે બેઠો હતો, તેની પછી હું આવ્યો, આ પછી આવ્યો, રાત્રે ઘરની બહાર બહુ ફરવું નહિ, રાત્રે તે બહાર સૂઈ રહ્યો. જ્યારે આવાં અવ્યય નામ કે સર્વનામ સાથે હોય છે ત્યારે નામયોગી હોય છે, પણ જ્યારે તે ક્રિયાપદનો ગુણ બતાવે છે ત્યારે ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે.

નીચેનાં વાકયોમાંથી જુદા જુદા **નામયોગી** અવ્યય શોધી કાઢો:–

(૧) બાપ છોકરા માટે પૈસો એકઠો કરે છે પણ તેના પછી તે ઘણું ખરૂં ઉડાવે છે. (૨) ગરમીએ કરીને તેનું માથું ચઢયું હતું. (૩) ગામની ભાગોળ લગણ પણ તે હજુ ચાલી શકતો નથી. (૪) ઉનાળા કરતાં શિઆળામાં ભૂખ વધારે સારી લાગે છે. (૫) વગર વિચાર્યે તેણે આ સાહસ કર્યું. (૬) શિક્ષકની આસપાસ છોકરાં વિંટળાઈ વળ્યાં. (૭) ઘરની અંદર કરતાં તેની બહાર તાપ વધારે લાગે છે. (૮) કુતરો ચોરની પાછળ પાછળ ઘણું ગયો. (૯) ગામની વચ્ચો વચ્ચ તેનું ખૂન થયું. (૧૦) પૈસાને લીધે તેનો જાન ગયો. (૧૧) તે કુટુંબકબીલા સુદ્ધાં જાત્રા કરવા ગયો. (૧૨) કીર્તિદ્વારા મનુષ્ય એક રીતે જીવે છે. (૧૩) દરવાજા ભણી ચોર નાઠો હતો પણ ત્યાંલગી પહોંચતાં સુધીમાં તો તેને પકડયો હતો. (૧૪) આ ઉપરાંત તેણે ઘણું ખર્ચ કર્યું હતું. (૧૫) જંગલની મધ્યે ચોરની ગુફા હતી. (૧૬) તમારા વિષે તે કંઈ પણ બોલતો નથી. (૧૭) તમારા હસ્તક આ કામ થયું હતું. (૧૮) ઝાડ હેઠળ વાંદરૂં રમતું હતું.

## ૩. ઉભયાન્વયી

ઉભયાન્વયી અવ્યય બે વાકયને જોડે છે. જ્યારે તે બે શબ્દને જોડે છે ત્યારે ખરી રીતે વાકયોનેજ જોડે છે.* દા. રામ અને સીતા વનવાસ

---

* 'બે અને બે ચાર થાય છે.' એમાં 'બે અને બે' એને છુટા પાડી શકાય એમ નથી. તે એક આખો શબ્દસમૂહ છે.

ગયાં. રામ વનવાસ ગયા અને સીતા વનવાસ ગયાં. ઉભયાન્વયી અવ્યય વાક્યોને જોડીને તેમનો જુદા જુદા પ્રકારનો સંબંધ દર્શાવે છે.

૧. છોકરે ચોપડી **તથા** સ્લેટ નાખી દીધી.
૨. તે **કાં તો** બહાર ગયો હશે કે ઘરમાં કામ કરતો હશે.
૩. તમે એને કહ્યું **પણ** તેણે કંઈ માન્યું નહિ.
૪. ચંદુલાલ ગણિતમાં કાચો છે **કારણકે** તેનું મન ભટકે છે.
૫. વરસાદ બરાબર પડયો નહિ **તેથી** પાક સારો થયો નહિ.
૬. **જો** તે તમારૂં કહ્યું કરશે **તો** તે અવશ્ય સુખી થશે.
૭. માખીએ બચ્ચાને બહુ સમજાવ્યું પણ માન્યું નહિ, **એટલે** તે તેના વિનાશનું કારણ નીવડયું.
૮. તેના કહેવાનો અર્થ એ હતો **કે** બધાએ પોતાની મરજી માફક વર્તવું.

૧. ચોપડી **તથા** સ્લેટ. એમાં બંને વસ્તુનું એકઠાપણું બતાવ્યું છે તેથી તેને **સમુચ્ચયવાચક** ઉભયાન્વયી અવ્યય કહે છે.

૨. **કાં તો......કે.** આ અવ્યય એમાંથી એક વિષે ઇચ્છા બતાવે છે તેથી તે **વિકલ્પવાચક** છેઃ વા, અથવા કે, અગર, યાતો, કિંવા, અથવા.

૩. **પણ** એ વિરોધ કે ઉલટાપણું બતાવે છે તેથી તે **વિરોધવાચક** છેઃ તોપણ, પરંતુ, તથાપિ, છતાં.

૪. **કારણકે** પહેલા વાક્યની ક્રિયાનું કારણ, બીજું વાક્ય આપે છે તેથી તે **કારણવાચક** છેઃ કારણ, જે, કેમકે, કાંકે, એટલામાટે કે, શામાટે જે.

૫. **તેથી** અમુક ક્રિયા થાય છે તેથી અમુક પરિણામ આવે છે. પરિણામ બતાવે છે તેથી તે **પરિણામવાક** છે.

| | |
|---|---|
| ૬ **જો, તો** | માટે, એથી, તેથી કરીને, તે માટે, એટલે, એ ઉપરથી, તે ઉપરથી, એથી કરીને, એ અવ્યયો અમુક ક્રિયાનો આધાર અમુક શરત ઉપર છે એમ બતાવે છે, તેથી તે **સંકેત-વાચક** છે. |
| ૭. **જ્યારે—ત્યારે.** | દા. જો, તો, જોકે, તોપણ, અગર જો, એ સંબંધ બતાવે છે તેથી **સંબંધવાચક** છે: જેમ, તેમ, જ્યાં, ત્યાં, જોકે, તોપણ, જેવો, તેવો. |
| ૮. **એટલે.** | પ્રથમ કહેલી બાબત તેનું સ્વરૂપ સમજાવે છે તેથી તે **સ્વરૂપવાચક** છે. |
| ૯. કે. | એ **વાક્યવર્ધક** એટલે વાક્યના આરંભમાં સંબંધ જોડવા માટે મૂકાય છે, અર્થાત્ બંને વાક્યો મળી અર્થમાં વધારો કરે છે. જે, કે, વગેરે અવ્યય પ્રધાન વાક્યને ગૌણવાક્ય સાથે જોડે છે. દા. **મુખ્ય બાબત એ છે જે તેણે પ્રથમ હા કહેવી હતી.** |

તમે કહો કે ના કહો પણ હું **તો** આવીશ. આ વાક્યમાં 'તો' એ સંકેતવાચક નથી કારણકે એના પહેલાના વાક્યમાં 'જો' આવતો નથી પણ તે 'પણ' વિશેષણના અર્થમાં છે, તેથી તે ક્રિયાવિશેષણ અવ્યય છે. તે પ્રમાણે વળી, પણ, એ, જ, માત્ર, ફક્ત, એ ક્રિયા-વિશેષણના અર્થમાં આવે છે. તે **પણ** બોલવા લાગ્યા, તેણે **વળી** આમ કહ્યું, હુંએ ત્યાં આવવાનો છું, તમે **ફક્ત** લખ્યા કરો છો, હવે તે દૂધ**જ** પીએ છે.

કેટલાંએક અવ્યય નામયોગી, ક્રિયાવિશેષણ અને ઉભયાન્વયી તરીકે વપરાય છે. તે તેમાંના સંબંધ ઉપરથી નક્કી થઈ શકે છે.

૧. ઘરની **આસપાસ** બહુ કચરો છે. (નામયોગી, કારણકે ઘર સાથે તેનો સંબંધ છે.)

૨. બ્રાહ્મણે **આસપાસ** ફાફાં માર્યાં ( ક્રિયાવિશેષણ, કારણકે તે ક્રિયાપદની સાથે સંબંધ ધરાવે છે )

૩. અજવાળીઆ **પછી** અંધારીઉં આવે છે. (નામયોગી)

૪. નોકર **પછી** આવ્યો તેથી ગાડી ચૂકયો. (ક્રિયાવિશેષણ)

આ પ્રમાણે અવ્યય કઈ જાતનું છે તેનો આધાર, તેનો કયા પદ સાથે કેવા અર્થ પ્રમાણે સંબંધ ધરાવે છે તે ઉપર રહે છે.

નીચેનાં વાકયોમાંથી જુદાં જુદાં **ઉભયાન્વયી અવ્યયો** શોધી કાઢોઃ—

(૧) જો કે તે માંદો હતો તોપણ તે જમવા ગયો. (૨) મુનીમને બહુ માન મળ્યું કારણકે તે પ્રમાણિક હતો. (૩) વરસાદ નથી આવતો, એથી કરીને ખેડુતને બહુ ચિંતા રહે છે. (૪) તમારે હવે અંદર જવું કે બહાર જવું, (૫) બુદ્ધિ તથા કરકસર પૈસાના સંગ્રહનું કારણ છે. (૬) છગનને સારી સલાહ આપી પરંતુ તેણે જીદ કરી. (૭) જેમ જેમ છોકરૂં મોટું થાય છે તેમ તેમ તેનો બાંધો ખીલે છે. (૮) મેં તેને કહ્યું તો ખરૂં પણ તેણે માન્યુંજ નહિ. (૯) વાડાની પાછળ બોરડીનું ઝાડ છે. (૧૦) કનુ પાછો પાછળ નાઠો. (૧૧) પદાર્થવિજ્ઞાનનો એક ઉપયોગી નિયમ એ છે કે ગરમીથી પદાર્થ ફૂલે છે. (૧૨) ખાસ ધ્યાનમાં રાખવા બાબત એ છે જે પહેલું સુખ તે જાતે નર્યા. (૧૩) બાબર મોગલ રાજ્યનો પાયો નાખી શકયો કેમકે તે બહાદૂર અને રાજ્યલોભી હતો. (૧૪) જીવનનો મુખ્ય આધાર બાહ્ય સંજોગો ઉપર છે. અર્થાત્ તેમની અસર તેના ઉપર હરઘડીએ થવાથી તે પ્રમાણે જીવન ઘડાય છે. (૧૫) જેવો તે ઊઠે છે તેવો તે ચા પીએ છે.

## ૪. કેવળપ્રયોગી અવ્યય

વાકયમાં શબ્દોનો એક બીજા સાથે સંબંધ હોય છે. કેટલાક શબ્દ વાકયનો વધારે અને કેટલાક સાધારણ ભાર ઝીલે છે, એટલે

તેમની સત્તા વધારે ઓછી હોય છે, તેથી નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ એ મુખ્ય પદ છે. ક્રિયાવિશેષણ, નામયોગી, ઉભયાન્વયી એ અવ્યય મધ્યમ શબ્દ છે, પણ કેવળપ્રયોગી અવ્યય વાક્યમાં બીજા શબ્દો સાથે સંબંધ રાખતા નથી એટલે છૂટા રહે છે. તે ઉદ્દગારરૂપ છે. તેનો ઉચ્ચાર ઘણી ઝડપથી નીકળે છે.

(૧) **વાહ !** તેં સારૂં કામ કર્યું. એ હર્ષ બતાવે છે તેથી **હર્ષવાચક** છે: વાહવાહ, શાબાશ, હાસ.

(૨) અરેરે ! તે બિચારાની ખરાબી થઈ. એ દુઃખ બતાવે છે તેથી **દુઃખવાચક** છે. અરેરે ! શિવ ! શિવ ! ઓ બાપરે ! ઓ મારે ! અરે રામ !

(૩) અહો ! શું એને પહેલું ઇનામ મળ્યું. એમાં આશ્ચર્ય હોવાથી તે **આશ્ચર્યવાચક છે:** ઓહો ! અધધધ ! અહાહા !

(૪) ધિક્ ! આવું કામ તમારાથી કદી થાય? એમાં તિરસ્કાર હોવાથી તે **તિરસ્કારવાચક** છે: છી છી ! થૂ થૂ ? છટ્ ! ફટફટ ! ફટાફટ !

(૫) ચૂપ ! હવે કંઈ બોલશો નહિ એમાં ક્રોધ હોવાથી તે **ક્રોધવાચક** છે: ચપ !

(૬) સાહેબ ! આ શું કરો છો ? એમાં વિનય જણાવે છે તેથી **વિનયવાચક** છે: જી, સાહેબ, મહારાજ.

(૭) હે ! ક્યાં જાય છે. એમાં સંબોધન હોવાથી તે **સંબોધનવાચક** છે. એ, ઓ, અરે, અને અલ્યા ( દૂરથી બોલવામાં વપરાય છે)

(૮) જય જય ગરવી ગુજરાત ! એ કલ્યાણવાચક છે: સ્વસ્તિ, કલ્યાણ, અસ્તુ.

તેની બહુ **વાહ વાહ** થઈ. તેને કંઈ **અરે** નથી.

આમાં **વાહવાહ**, અને **અરે** નામ તરીકે વપરાયાં છે

નીચેનાં વાકયોમાંથી **જુદી જુદી જાતનાં અવ્યયો** કારણ સહિત શોધી કાઢો:—

(अ) અશોકના મરણ પછી તરતજ મહારાજ્યમાંથી કેટલાક દેશ ધીમે ધીમે સ્વતંત્ર થવા લાગ્યા. ઇ. સ. પૂર્વે ૧૮૩માં તે રાજ્ય તેના સેનાપતિ પુષ્યમિત્રે લીધું તેથી મૌર્યવંશની આખર આવી. સિપ્રક રાજાએ શુંગ અને કણ્વ વંશનો જડમૂળથીજ નાશ કર્યો અને પોતાનું રાજ્ય સંપૂર્ણ રીતે દૃઢ કર્યું. આ વંશ પછી મગધ રાજ્ય નાબુદ થયું.

(ब) એવામાં એકવાર એક બાઈએ પોતાના છોકરાને જરા ઠપકો દીધો કે ચંદ્રગુપ્ત જેવું કેમ કરે છે? વળી તે જણાવે છે કે એમના ઘરને કદાપિ તાળાં દેવાં પડતાં નથી અને કોઈ હિંદુ કદી જુઠું બોલ્યો હોય એવું જાણવામાં નથી. લોકો કવચિતજ કચેરીમાં દાવો કરે છે. આસપાસ પહોળી અને ઊંડી ખાઈ છે. ચંદ્રગુપ્ત પછી બિંદુસાર તથા અશોક રાજા થયા. અશોકે ધોરી રસ્તાપર ઝાડ બહુ રોપાવ્યાં હતાં અને ઢોરને કાજે પાંજરાપોળ સ્થાપી હતી.

(क) પ્રથમ સંન્યાસીઓ પાસે થોડું રહીને તેમણે વેદનું જ્ઞાન ઠીક મેળવ્યું, તેથી તેમના ચિતનું સમાધાન થયું. પછી દેહકષ્ટ પુષ્કળ કર્યું, તોપણ ખરૂં જ્ઞાન મળ્યું નહિ. છેવટે કંટાળીને પીપળા નીચે વિચાર કરવા નિરાંતે બેઠા. ત્યાં એમને જગતના દુઃખનું કારણ બરાબર જડી આવ્યું. એમને જણાયું કે નિર્વાણથી શાંતિ મળે છે પણ આશાંતિ જેમ દુનિયાની મોજમઝાથી મળતી નથી તેમ દેહ કષ્ટ થકી પણ મળતી નથી. જગત ઉત્પન્ન થયું વગેરે પ્રશ્નનો વાદવિવાદ કર્યો નહિં પણ પરોપકાર એજ પુરુષનું કર્તવ્ય એમ તેમને બતાવ્યું. પેલી બાઈ ભટકીને પાછી આવી અને કહ્યું કે હે ભગવાન, મને રાખ ન મળી એવું એકે ઘર નથી કે જ્યાં આજ સુધી કોઈ મરી ગયું નહોય.

# પાઠ ૧૭ મો

## સમાસ

કોઇપણ ભાષામાં કેટલાક સિદ્ધ શબ્દો હોય છે એટલે જેના કરતાં વધારે સાદા કે મૂળભૂત શબ્દ મળી આવતા નથી. દા, જા, ચાલ, વાંચ, ખા વગેરે. સંસ્કૃતમાં **कृ, चर्, वद्, अस्** જેવા ધાતુ હોય છે. તેને પૂર્વંગ કે પ્રત્યય લગાડવાથી અનેક જુદા જુદા શબ્દો ઉત્પન્ન થાય છે. દા. **कृ** ઉપરથી કર, કરણુ, કારણુ, કાર્ય, કૃતિ, કર્મ, કર્તા.

**चर्** ઉપરથી આચાર, સંચરવું, ચરણુ, જળચર, ભૂચર, તેવીજ રીતે ગુજરાતીમાં પણુ ચાલ ઉપરથી ચાલવું, ચાલીને, ચાલનાર, ચલાવવું, વગેરે. આવી રીતે ભાષાની સમૃદ્ધિ સાધિત શબ્દથી થાય છે. સાધિત શબ્દના બે પ્રકાર છેઃ પ્રાત્યયિક અને સામાસિક. દર્શન, ભજન, કીર્તન, કરણુ એ પ્રાત્યયિક છે. જગદીશ, માબાપ, વિદ્યાભ્યાસ, એ સામાસિક શબ્દ છે. જ્યારે બે કે વધારે શબ્દના સાથે આવવાથી ( સમાસથી ) જ્યારે શબ્દ એક જેવો વપરાય ત્યારે તેને **સામાસિક** શબ્દ કહે છે. જગદીશ=જગત્+ઇશ. એમાં જગત્ એ પૂર્વપદ અને ઇશ એ ઉત્તર પદછે. મૃગજળ=મૃગને લલચાવનાર જળ એમાં મૃગ પૂર્વપદ, જળ ઉત્તર પદ, લલચાવનાર મધ્યમ પદ છે. સમાસનાં પદને છુટા પાડી તેમનો અર્થ સમજાવવો તેને સમાસનો **વિગ્રહ** કહે છે. દા. માબાપ, એનો અર્થ મા **અને** બાપ એમ થાય છે.

| | | |
|---|---|---|
| ૧. ભાઇબેન | ભાઈ અને બેન | આવી રીતે ભાઈ અને બેન |
| બાપદાદા | બાપ અને દાદા | બોલવાના કરતાં ભાઈ બેન |
| હાથપગ | હાથ અને પગ | એ સરળ છે. તેવીજ |
| દોરીલોટો | દોરી અને લોટો | રીતે બીજા સમાસનાં |
| સીતારામ | સીતા અને રામ | પદ પરત્વે સમજવું. |

જ્યારે બે કે વધારે શબ્દો સમાન અધિકારવાળાં હોય અને તેમનો સંબંધ 'અને', અથવા, 'કે'થી બતાવી શકાય તો તેને દ્વંદ્વ (જોડકાવાળો) સમાસ કહે છે. એને કોઈ દીકરોદીકરી નથી એટલે દીકરો કે દીકરી નથી; ધણીધણિઆણી, નાકકાન, કર્તાહર્તા, શાક-ભાજી, તનમનધન, એ દ્વંદ્વસમાસ છે.

૨. **તત્પુરુષ.**—આ સમાસમાં બેજ નામ આવે છે અને તેમનો સંબંધ પહેલી સિવાય હરકોઈ વિભક્તિના પ્રત્યયથી સમજાય છે. પૂર્વપદનો ઉત્તરપદ સાથે તે વિભક્તિનો સંબંધ હોય તે પ્રમાણે તેના ભેદ થાય છે. તત્પુરુષ, એમાં તદ્+પુરુષ એટલે તેનો પુરુષ એવો તેનો અર્થ થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| દા. | ૧. | કૃષ્ણાશ્રિત | કૃષ્ણને આશ્રિત | દ્વિતીયા તત્પુરુષ |
| | | ગુણાતીત | ગુણને ઓળંગી ગએલું | |
| | ૨. | લોભમોહિત | લોભે મોહિત | તૃતીયા તત્પુરુષ |
| | | ચિંતાતુર | ચિંતાવડે ચાતુર | |
| | ૩. | શાળાપત્ર | શાળાને માટે પત્ર | ચતુર્થી તત્પુરુષ |
| | | યજ્ઞસ્તંભ | યજ્ઞને માટે સ્તંભ | |
| | ૪. | પદભ્રષ્ટ | પદ—સ્થાનથી ભ્રષ્ટ | પંચમી તત્વપુરુષ |
| | | ભયભીત | ભયથી ભીત થએલું | |
| | ૫. | વિદ્યાભ્યાસ | વિદ્યાનો અભ્યાસ | ષષ્ઠી તત્પુરુષ |
| | | આગગાડી | આગની ગાડી | |
| | ૬. | વનવાસ | વનમાં વાસ | સપ્તમી તત્પુરુષ |
| | | જળક્રીડા | જળમાં ક્રીડા | |

**કર્મધારય.**—સમાસમાં પૂર્વપદ અને ઉત્તર પદને વિશેષણને વિશેષ્યનો સંબંધ હોય છે. પૂર્વપદ ગુણવાચક વિશેષણ કે ગુણવાચકના અર્થમાં વપરાએલું બીજું કોઈ નામ હોય છે. દા. મુખચંદ્ર, મુખ, ચંદ્રના જેવું. તત્પુરુષ એટલે 'તે પુરુષ' એ કર્મધારય સમાસ છે.

મહારાજા=મોટો રાજા
પરમેશ્વર=મોટો ઈશ્વર

શુભ વાસના=સારી વાસના
કમળપત્ર=કમળનાં જેવાં પત્ર
ઘનસ્યામ=ઘનનાં જેવાં સ્યામ

દ્વિગુ (દ્વિ=બે, ગૌ=ગાય એટલે બે ગાય) એ કર્મધારયનો પેટા ભાગ છે. જ્યારે પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય છે અને ઉત્તરપદ નામ હોય છે ત્યારે તેને **દ્વિગુસમાસ** કહે છે. આ સમાસમાં સમૂહ-પણાનો અર્થ છે.

ત્રિલોક=ત્રણલોકનો સમૂહ
ચતુર્વેદ=ચારવેદનો ,,
ષડ્રિપુ=છ શત્રુ ,,
પંચપાત્ર=પાંચ પાત્રો ,,

પીતાંબર=અંબર છે પીળું જેનું
દીર્ઘબાહુ=બાહુ છે દીર્ઘ જેના
ચતુર્ભુજ=ચાર છે હાથ જેના
દ્વિદળ=બે છે દળ જેના

આવા સમાસમાં પહેલું પદ વિશેષણ છે અને બીજું વિશેષ્ય હોય છે. જો આખો સમાસ વિશેષણ તરીકે આવે તો તે **બહુવ્રીહી** સમાસ કહેવાય છે. આવા સમાસનો અર્થ સમજવા માટે જેની કોઈપણ વિભક્તિ ( પહેલી સિવાય ) ઉપર બતાવ્યા મુજબ વાપરવી પડે છે. બહુવ્રીહિ, આ શબ્દજ બહુવ્રીહિ સમાસ છે, કારણકે તેનો અર્થ જેની પાસે બહુ ડાંગર છે એવો થાય છે. કર્મધારયમાં પૂર્વપદ ઉત્તરપદનો ગુણ બતાવે છે.

દા. પીતાંબર=પીળુ લુગડું; પણ બહુવ્રીહિમાં આખો સમાસ વિશેષણ તરીકે વપરાય છે. દા. પીતાંબર=પીળુ લુગડું પહેર્યું છે જેણે.

પ્રતિદિન, યથાશક્તિ, દરરોજ, પ્રતિવર્ષ, આ સમાસમાં પૂર્વપદ અવ્યય છે. તે આખો સમામ અવ્યયરૂપે વપરાય છે તેથી તેને **અવ્યયીભાવ** કહે છે.

નર્મકોષ=નર્મદાશંકર ( કૃત ) કોષ
વરાળયંત્ર=વરાળથી ( ચાલતું ) યંત્ર
દહીંવડાં=દહીમાં ( આથેલાં ) વડાં

ઉપરના સમાસને છોડતાં તેના અર્થ સમજાવતાં પૂર્વપદ અને ઉત્તરપદને વચ્ચે એક અથવા વધારે પદ વચમાં મૂકવા પડે છે એટલે મધ્યમ પદનો લોપ થયો છે, તેથી તેને **મધ્યમપદલોપી** સમાસ કહે છે.

કર્મણિ પ્રયોગ, કર્તરિ પ્રયોગ, યુધિષ્ઠિર, આમાં પૂર્વ પદનો પ્રત્યય જતો રહ્યો નથી. સાધારણ રીતે સમાસમાં છેલ્લા પદને જાતિવચન કે વિભક્તિના પ્રત્યય લાગે છે તેથી લુક્ એટલે પ્રત્યયનો લોપ અને અલુક એટલે જેમાં પ્રત્યયનો લોપ થયો નથી. તેથી આવા સમાસો **અલુક તત્પુરુષ** કહેવાય છે.

નીચેના સમાસનો વિગ્રહ કરી તેમની જાત ઓળખાવો:—

| | | | |
|---|---|---|---|
| સાકરભાત, | પ્રતિમાસ, | ખેચર, | સ્વર્ગવાસ |
| રાજારાણી | ચંદ્રમુખી | ત્રિભુવન, | મહાબાહુ |
| યથાશક્તિ | કલ્પવૃક્ષ | એકદમ | ભવસાગર |
| અઠવાડીઉં | વીરરસ | પાદપાણિ | નાનાવિધ |
| અકર્મક | સંસારસાગર | રાજમહેલ | ગુણયુક્ત |
| ગાદીતકીઓ | નાટકશાળા | સપ્તપાતાળ | મધમાખી |
| સમક્ષ | મૃગજળ | મંદહાસ્ય | રીતરિવાજ |
| પરમધર્મ | શયનગૃહ | ઋણમુક્ત | લક્ષ્મીનારાયણ |
| દિવ્યાંબર | દંડહસ્ત | જગદાધાર | સંગ્રહસ્થાન |
| જ્ઞાનામૃત | ખગેશ | કંઠગત | ઉથલપાથલ |
| ઘીગોળ | સુખદાતા | દશદિક્પાલ | યોગદર્શન |
| સકર્મક | ચક્રપાણિ | ત્રિભુવન | અપુત્ર |

# પાઠ ૧૮ મો

## પૂર્વંગ

જે શબ્દ બીજા કોઈ શબ્દથી ઉત્પન્ન થતો નથી અથવા જેનું મૂળ જણાતું નથી તેને **સિદ્ધ** શબ્દ કહે છે. **गम्, सृ, वस्** વગેરે. સિદ્ધ શબ્દના બે પ્રકાર છેઃ (૧) **આશ્રયદાયક** અને (૨) **ઉપસંગી** દા. **कृ**, કર, કાર ઉપરથી સંકર, વિકાર, ભયંકર, ગ્રંથકાર; અને કરણ ઉપરથી પ્રકરણ, અંતઃકરણ, એમાં 'કર' અને 'કરણ' આશ્રયદાયક શબ્દો છે કારણકે તે મૂળરૂપને 'સમ' અંતઃ 'વિ' 'પ્ર' જેવા છુટા શબ્દો આગળ કે પાછળ વળગેલા છે તેથી તેને **ઉપસંગી** કહે છે. ઉપસંગીને અવ્યય કહે છે તેથી જે અવ્યય શબ્દની પહેલાં આવીને તેના અર્થમાં ફેરફાર કરે છે તેને **પૂર્વંગ** કહે છે દા. અવતરવું, અવદશા, અવગણના. જે શબ્દને છેડે આવી તેના અર્થમાં ફેરફાર કરે છે તેને **પ્રત્યય** કહે છે. દા. વનચર; ખેચર. **પૂર્વંગ** (પૂર્વ=પહેલાં અને ગ=ગએલું, **गम्** ઉપરથી) નામ કે ધાતુની તથા ધાતુથી ઉત્પન્ન થએલા શબ્દની પહેલાં આવે છે. **અનુસાર, અભિમાન, પ્રત્યુત્તર, વિકાર, સુવિચાર** એમાં અનુ, અભિ, પ્રતિ, વિ. અને સુ એ ઉપ-સર્ગ છે. (ઉપ=પાસે, સર્ગ-**सृज्**=ઉત્પન્ન કરવું), કારણકે તે ધાતુની પાસે આવી તેના અર્થમાં ફેરફાર કરે છે. **અધમ, અવ્યય, અનર્થ** એમાં **અ, અન્** આવેલા છે તેને **પૂર્વંગ** કહે છે. પણ તેને ઉપસર્ગ કહેતા નથી. ધાતુની પહેલાં જે અવ્યય આવે છે તેને સાધારણ રીતે **ઉપસર્ગ** કહે છે. એવા એકવીસ ઉપસર્ગ છે.

**અતિ,** બહુ; અત્યંત, અતિશય, અતિક્રમ, અતિ સ્નેહ.
**અધિ,** ઉપર; અધિકારી, અધિકરણ, અધ્યક્ષ.
**અનુ,** પછી, મળતું. અનુકરણ, અનુજ, અનુકૂળ, અનુભવ.
**અંતઃ,** વચ્ચે, માંહે; અંતઃકરણ, અંતર્ધ્યાન, અંતઃપુર.

**અપ**, નીચે, ખોટું; અપમાન, અપકાર, અપશુકન, અપકર્ષણ.
**અભિ**, ભણી, ચોગમ; અભિમાન, અભિષેક, અભિસંધિ. અભ્યાગત.
**અપિ**, ઉપર; અપિધાન, (ઉપર ઓઢેલું).
**અવ**, નીચું, ઉતરતું; અવકળા, અવદશા, અવતાર, અવગણના.
**આ**, સુધી, મર્યાદા, ઉંચે; આરોહણ, આધાર, આમરણ.
**ઉત્**, ઉપર, ચઢતું; ઉત્કૃષ્ટ, ઉત્તમ, ઉન્મત્ત, ઉત્પાદ.
**ઉપ**, પાસે, નાનું; ઉપવન, ઉપસર્ગ, ઉપદેશ, ઉપકાર.
**દુઃ**, ખોટું; દુષ્કર્મ, દુર્ગુણ, દુરાચાર, દુર્બળ.
**નિ**. સાથે, વિશેષતા, નીચે છે; નિવાસ, નિગમન, નિધિ, નિદાન,
**નિસ્**, વિના, બહાર; નિશ્ચલ, નિર્દોષ, નિષ્ફળ.
**પરા**, પુરૂં, ઉલટું; પરાક્રમ, પરાજય, પરાવર્તન.
**પરિ**, બહુ, ચોમેર; પરિશ્રમ, પરીક્ષા, પર્યટન.
**પ્ર**, આગળ, વિશેષ; પ્રગતિ, પ્રમુખ, પ્રતાપ, પ્રયોગ.
**પ્રતિ**; સામું, હરેક, તરફ; પ્રતિવાદી પ્રત્યુત્તર, પ્રત્યેક, પ્રતિકૂળ.
**વિ**, વિશેષ, વિના, અભાવ; વિકાર, વિધવા, વિસ્મૃતિ, વિખ્યાત.
**સુ**, સારૂં; સુજન, સુવિચાર, સુપુત્ર.
**સમ્**, સાથે; સંગતિ, સંચય, સંવાદ, સંબંધ.

પૂર્વગ.

અ, નહિ; અપુત્ર, અખંડ, અન્યાય, અકર્મક.
**અન્**, નહિ; અનર્થ, અનંત, અનેક, અનાદિ.
**અણ**, નહિ; અણસમજુ, અણદીઠું, અણબોલ્યો.
ન, નહિ; નાસ્તિક, નકામું, નાન્યતર.
કુ, ખોટું; કુકર્મ, કુપાત્ર, કુમાર્ગ.
નાના, વિવિધ; નાનાપ્રકાર, નાનાવિધ.
પુનઃ, ફરીથી; પુનર્વિવાહ, પુનર્જન્મ, પુનરુક્તિ.

સ, સાથે; સહચરી, સગુણ, સટીક.
સ્વયં, પોતે; સ્વયંભૂ, સ્વમેશ્વર.
મિથ્યા, ખોટું; મિથ્યાવાદ.
અધસ્, નીચે; અધોગતિ, અધઃપતન.
પશ્ચાત્, પછીથી; પશ્ચાતાપ.
પુરસ, પૂર્વ; પુરોહિત, પુરોગામી.
ચિરમ્, બહુકાળ; ચિરંજીવી.

## ફારસી અને અરબી પૂર્વગ

કમ, ઓછું; કમઅક્કલ, કમજોર, કમજાત, કમબખ્ત.
ખુશ, સારૂં; ખુશબો, ખુશખબર, ખુશદિલ, ખુશમિજાજ.
ખૂબ, સારૂં; ખૂબસુરત,
ગેર, વિના; ગેરવાજબી, ગેરઇન્સાફ.
દર, દરેક; દરસાલ,
ના, નહિ; નાદાન, નાપાક, નાદાન.
પેશ, આગળનું; પેશકશી, પેશખબર, પેશ્વા, પેશાબ.
બદ, ખોટું; બદનામ, બદસુરત, બદફળ, બદબો.
બે, નહિ; બેફિકર, બેઇલાજ, બેવકુફ.
લા, નહિ; લાચાર.
સર, મુખ્ય; સરસુબો, સરનશીત, સરકારકુન.
બીન્, વિના; બીનમંજુર.

પ્રત્યય બે જાતના છેઃ કૃત્ પ્રત્યય **અને** તદ્ધિત. કૃત્ પ્રત્યય ધાતુને લગાડવાથી જે **શબ્દ** થાય તે **કૃદંત** છે. ધાતુ ઉપરથી સાધિત થએલા શબ્દોને પ્રત્યય લગાડવાથી જે શબ્દ થાય તે **તદ્ધિતાંત** કહેવાય છે.

**કૃત્ પ્રત્યય** (ધાતુને લગાડવાથી નામ થાય છે તે)

**અ.** દેવ, પ્રવાહ.

અક, ઇક, કારક, પાલક, કારિકા.

અન, દર્શન, નંદન, શ્રવણ.

આળુ, દયાળુ, માયાળુ.

ઇન્, ઈ, વાદિન્, ભાવિન્, યોગિન્.

ઉક, ભિક્ષુક.

તૃ, કતૃ, (કર્તા) ભર્તૃ, (ભર્તા)

ત્ર, ક્ષેત્ર, સ્તોત્ર,

ન, યજન, યત્ન.

ગ, (**गम्**) પૂર્વંગ, ખગ.

દ, (**दा**) સુખદ, વરદ.

જ્ઞ, (**ज्ञा**) સર્વજ્ઞ, આજ્ઞા.

જ, (**जन्**) પૂર્વજ, અનુજ, પંકજ.

ભર, (**भृ**) વિશ્વંભર.

કર, (**कृ**) ગ્રંથકાર.

ધર, (**धृ**) ધુરંધર, વસુંધર.

હર, (**हृ**) ભયહર.

પાલ, (**पाल्**) યજ્ઞપાલ.

**તદ્ધિત પ્રત્યય अ.** (નામની સાથે આવી વિશેષણ બનાવે છે).—

ઇક, પાર્થિક, માસિક, દૈનિક.

ઇત, મોહિત, ઉત્તેજિત.

ઇન, ઇનિ, વાદિન, કુલીન.

મય, તેજોમય, ભાવમય.

**મત્ (માન)** શ્રમંત, શ્રીમાન, બુદ્ધિમત્, બુદ્ધિમાન.

વત્, વાન, ભગવત્, ભગવાન, ગુણવાન.

ય, તાલવ્ય, ગ્રામ્ય, દૈત્ય.

**ब.** વિશેષણ સાથે આવી ભાવવાચક નામ.—

ત્વ, ગુરુત્વ, લઘુત્વ, મહત્વ.

તા, મધુરતા, સુંદરતા, ગુરુતા, લઘુતા.

**ગુજરાતી પ્રત્યય** (ધાતુ સાથે આવી નામ બનાવે છે):—

| | | |
|---|---|---|
| આઈ, | લડાઈ, | ચઢાઈ. |
| આટ, | વણાટ, | ગભરાટ. |
| આણ, | વેચાણ, | ખેંચાણ. |
| આવ, | ચડાવ, | ઠરાવ. |
| આવટ, | બનાવટ. | તરાવટ |
| આણી, | આંકણી, | કહાણી. |
| આણું, | ઉઘરાણું. | પાગરાણું |
| આમણ, ણી, | શીખામણ, | પહેરામણી, |
| ણું, | દળાણું, | ગળણું |
| ઈ, | બોલી, | ચોરી. |
| તર, | વણતર, | ચણતર. |

**વિશેષણ ઉપરથી ભાવવાચક નામ.—**

આઈ, લંબાઈ, પહોળાઈ; આણ, લંબાણ; આશ, પીળાશ; પણું, સાચાપણું; પણ, ગળપણ.

**નામ ઉપરથી બીજાં નામ.—**

શેઠ, શેઠાઈ, પટેલાઈ, લુચ્ચાઈ.
આર, લુહાર; ઈ, વેરાગી; વાડ, ગોલવાડ.
વાળ, કોટવાળ, વટ, સાચવટ, ગર, ચુડગર.

**લઘુતા બતાવનાર પ્રત્યય.—**

| | |
|---|---|
| ડો, ડી, ડું, | હજામડો, તરકડો, ગામડું, મુખડું, પલંગડી, સાહેલડી. |
| લો, લી, લું, | બગલો, બગલી, પગલું, |
| વો, વી, વું, | છોડવો, ગાડવો, ઝાડવું, |
| ઇયો, લિયો, | રાજીયો, ચાંદલિયો, |
| કો, કી, કું, | વાડકો, વાડકી, છાલકું, |
| ટો, ટી, | (તિરસ્કાર બતાવે છે) જોગટો. |

# પાઠ ૧૯ મો

## વાકયવિચાર

જે શબ્દ સમૂહ વડે આપણા મનનો પુરો વિચાર દર્શાવી શકાય છે તેને **વાકય** કહે છે. વાકયમાં જુદા જુદા શબ્દોનો **ક્રમ** તથા તેમનો અરસ્પરસ સંબંધ જે નિયમોને આધારે રચવામાં આવે છે તેને **વાકયવિચાર** કહે છે.

**૧.** આ વર્ગનો હોશિયાર મનુ પહેલે નંબરે પાસ થયો અને તેણે સહેલાઈથી ત્રણ સુંદર ઇનામ મેળવ્યાં.

આ વાકયમાં 'મનુ' કર્તા છે અને 'થયો' એ ક્રિયાપદ છે તેથી ક્રિયાપદ 'થયો' એ અપૂર્ણ વિધેયવાચક હોવાથી 'પાસ' એ તેનું ક્રિયા-પૂરક છે અને તે તેની પહેલાં મૂકયું છે. 'નંબર'નું વિશેષણ 'પહેલે' તેની પહેલાં મૂકયું છે. તેમજ 'હોશિયાર' મનુની પહેલાં છે પણ 'વર્ગનો' એ છઠ્ઠી વિભક્તિનું પદ વિશેષણના અર્થમાં છે તેથી તે હોશિયાર અને મનુ પહેલાં આવ્યું છે. 'ઇનામ' એ કર્મ છે અને તે કર્તા પછી અને ક્રિયાપદ પહેલાં આવ્યું છે. 'સુંદર' તેનું વિશેષણ છે. 'ત્રણ' સંખ્યાવાચક વિશેષણ હોવાથી ગુણવાચક પહેલાં આવ્યું છે. 'સહેલાઈથી' એ ક્રિયાવિશેષણ હોવાથી ક્રિયાપદના પહેલાં આવ્યું છે.

**૨.** હવે તે ફરવા જવાનો હતો પણ તેનાથી કંઈ ફરાયું નહિ કારણકે તે આગળ નહોતો જઈ શકતો.

'હવે' એ કાળવાચક અવ્યય હોવાથી તેને વાકયની પહેલાં મૂકયું છે. 'જવાનો હતો', 'ફરાયું નહિ' એ સંયુક્ત ક્રિયાપદમાં સાહાય્યકારક ક્રિયાપદ પહેલાં કૃદંત મૂકેલાં છે. 'નહિ' જેવા નકાર-વાચક શબ્દો ક્રિયાપદ પછી આવે છે. દા. હિસાબ કરતા ના. પણ 'નહોતો જઈ શકયો' એમાં નહોતો ક્રિયાપદ પહેલાં આવ્યું છે.

**૩.** (૧) તેણે પતંગ ચઢાવ્યો છે શું ? (૨) **શું** તેણે પતંગ ચઢાવ્યો છે ? (૩) તેણે પતંગ ચઢાવ્યો છે કે **શું ?** (૪) **શું** તમે હવે આવું બોલો છો ? (૫) આ કુદરતનો **શો** કોપ !

પહેલા અને બીજા વાક્યમાં 'શું' પ્રશ્નાર્થ સર્વનામ તરીકે વપરાયું છે. 'છે કે શું' એમાં સવાલની સાથે આશ્ચર્યનો ભાવ રહેલો છે. ચોથામાં 'શું' અવ્યય છે. પાંચમામાં '**શો** કોપ' એમાં 'શો' એ વિશેષણ તરીકે વપરાયું છે.

૪. (૧) કામ કરીને તે ગયો હશે.
(૨) કાંગારૂ તમે જોયું હશે, નહિ ?

'કામ', 'કાંગારૂ' એ કર્મ તરીકેના પદો વાક્યના આરંભમાં આવ્યા છે કારણકે તે અગત્યના હોવાથી તેમના ઉપર ભાર મૂક્યો છે.

**પ.** ૧. તેણે કહ્યું કે ગામ બહાર આજે મેળો ભરાવાનો છે.
૨. તેણે કહ્યું **કે જે** મેળો જોવા જશે **તે** ખુશ થઈ જશે.
૩. મેળો જોઈને માણસ ખુશ થશે **એ** તેણે કહ્યું.
૪. મેળો જોઈને માણસ ખુશ થશે **એવું** તેણે કહ્યું.
૫. મેળો જોવાથી આનંદ થશે **એમ** તેણે કહ્યું.

આ વાક્યોમાં પહેલા અને બીજામાં 'કે', અને 'જે' પછીનાં ગૌણ વાક્યો છે. પણ ત્રીજા, ચોથા અને પાંચમા વાક્યમાં 'એ', 'એવું', અને 'એમ' એની પહેલાંના ગૌણ વાક્યો છે.

૬. સિપાઈ રાતા **ઘોડાને** બાંધી **ધોળે ઘોડે** ચઢી પાણી પાવા ગયો.

વિશેષ્યનાં જે જાતિ, વચન અને વિભક્તિ હોય તે પ્રમાણે વિશેષણનાં જાતિવચન અને વિભક્તિ હોય છે. 'રાતા ઘોડાને' એમાં 'રાતા'નાં જાતિ અને વચન ઘોડા પ્રમાણે થયાં છે. પણ વિભક્તિનો પ્રત્યય વિશેષ્યને લાગ્યો છે, પણ વિશેષણને લાગતો નથી. ફક્ત ત્રીજી અને સાતમી વિભક્તિમાં વિશેષણને લાગે છે. દા. 'ઘોળે ઘોડે'; તેજ

પ્રમાણે છઠ્ઠી વિભક્તિનાં નામ, સર્વનામ અને કૃદંત વિશેષણ તરીકે વપરાય છે તેમાં પણ તેજ નિયમ મુજબ છે. દા. તેના ઘરમાં અજવાળું છે. ચાલતા બળદને આર મારવી નહિ.

૭. ૧. સુરપાળ અને વનરાજ **ડાહ્યા** હતા.

૨. ગંગા અને જમના ડાહી **છોકરીઓ** છે.

૩. પશુ, ઢોર અને જનાવર, એ પ્રાણીનું જુદું જુદું નામ છે.

આ વાક્યોમાં બે નામ કે વધારે, જેવાંકે 'સુરપાળ' અને 'વનરાજ' 'ગંગા' અને 'જમના' 'પશુ, ઢોર અને જનાવર' નર, નારી અને નાન્યતર જાતિનાં છે અને તે 'અને'થી જોડાએલાં છે, તથા તેઓ **વિધિવાચક** વિશેષણ તરીકે આવ્યાં છે તેથી તે વિશેષણની જાતિ, નર, નારી અને નાન્યતર થઈ છે, અને તે બહુવચનમાં આવે છે.

૮. ૧. કેરી, લીંબુ, **અને** પપૈયાં એ ફળ સારાં છે.

૨. શાકભાજી **સારાં** થયાં હતાં.

૩. ટાઢતડકો **વેઠવાં એ સારૂં** છે.

૪. શાણો **છોકરો કે છોકરી** માબાપને રાજી રાખે છે.

૫. આ **છોકરો** અથવા **છોકરી** શાણી હશે.

જ્યારે જુદી દીદી જાતનાં નામ 'અને'થી જોડાએલાં હોય છે ત્યારે વિશેષણ નાન્યતર જાતિમાં આવે છે. દા. 'સારાં'. જુદી જુદી જાતોનાં નામનો સમાસ હોય તો વિશેષણ નાન્યતર જાતિમાં આવે છે. દા. 'વેઠવાં'. જ્યારે જુદી જુદી જાતિનાં નામ 'કે' અથવા 'અથવા' થી જોડાએલા હોય છે ત્યારે પાસેના નામની જાતિ વિશેષણની થાય છે. દા. **'શાણો છોકરો', 'છોકરી શાણી'**

૯. મહારાજ **સારા** છે. વહુજી **ડાહ્યાં** થયાં. આમાં મહારાજ નરજાતિમાં છે અને **માનાર્થે** વિશેષણ બહુવચનમાં છે પણ 'વહુજી' એ નારી જાતિમાં અને વિશેષણ નાન્યતર જાતિમાં છે.

૧૦. (૧) હવે તે ફરવા જવા લાગ્યો **એ** સારૂં થયું.
(૨) મેડા ઉપરથી ગંગા પડી તે તેણે **કહ્યું** નહિ.

આ વાક્યોમાં 'એ' અને 'તે' પહેલાંના વાક્યો માટે વપરાયાં છે તેથી તે નાન્યતર જાતિમાં આવ્યાં છે.

૧૧. જે કામ કરશે તેને ફાયદો થશે.

આ વાક્યમાં 'જે' સંબંધી સર્વનામ પછી 'તેને' આવ્યું છે.

૧૨. (૧) હું ચોપડી **વાંચું છું**; (૨) મેં ચોપડી **વાંચી.**

'વાંચવું' નાં જાતિ અને વચન 'હું' પ્રમાણે થયાં છે. 'વાંચી' એ રૂપ 'ચોપડી' પ્રમાણે થયું છે તેથી 'હું' અને 'ચોપડી' એ ક્રિયાનાથ છે. **'વાંચું છું'** એ **કર્તરિ** અને 'વાંચી'એ **કર્મણિ પ્રયોગમાં છે.**

૧૩. ૧. શાંતિ, કનુ અને ઠાકોર બહાર **ફરવા ગયા.**
૨. લીંબુ, બોર અને કોઠું નીચે **પડયાં હતાં.**
૩. ખેડુત, ભેંસ અને પાડું સીમમાં **ગયાં.**

જ્યારે એકજ જાતિનાં નામ કર્તા તરીકે 'અને' તથા 'તથા'થી જોડાએલાં હોય તો તે જાતિનું બહુવચન મૂકાય છે. દા. 'ફરવા', 'પડયાં હતાં'; પણ જુદી જુદી જાતિ હોય તો નાનન્યતર જાતિનું બહુવચન આવે છે. દા. 'ગયાં'. ઘણી વખત પાસેના ક્રિયાનાથ પ્રમાણે જાતિવચન આવે છે. છોકરે બ્લોટિંગ, પેન્સિલ અને **ચપ્પુ લીધું.** તેવીજ રીતે ઘણા કર્તા હોય અને તે 'અથવા' 'કે' અવ્યય થી જોડાએલા હોય અને તેમની પછી, 'કોઈ', 'કંઈ' જેવા શબ્દો આવેલા હોય તો ક્રિયાપદ નાન્યતર જાતિના એકવચનમાં આવે છે. છગને લખવાનું કે વાંચવાનું કંઈ **કર્યું નહોતું**. છોકરો કે છોકરી કોઈ **જણાયું નહિ.**

૧૪. ૧. હું, તું અને છગન આ પાઠ **લખીશું**.
૨. તું અને છગન આ પાઠ લખજો.

જ્યારે ક્રિયાનાથ જુદાં જુદાં સર્વનામ હોય છે ત્યારે જો તેમાં

પહેલો પુરુષ હોય તો તેનું બહુવચન આવે છે. દા. 'લખીશું'. જો બીજો પુરુષ હોય તો બીજા પુરુષમાં બહુવચન આવે છે. દા. 'લખજો'.

**૧૫.** ગુરુજી **આવ્યા.** વહુજી **આવ્યાં.** માનાર્થે ગુરુજી **કર્તા** બહુવચનમાં છે, પણ વહુજી તેજ કારણથી નાન્યતરના બહુવચનમાં છે.

**૧૬.** ૧. મહેતાજી, છોકરાં અને પટાવાળાને ગાડીમાં અડચણ પડી.
૨. મહેતાજીને, છોકરાંને અને પટવાળાને એ બધાંને ગાડીમાં અડચણ પડી.
૩. અહમદ ગાડીવાળાને બોલાવ્યો નહિ.
૪. બાપદાદાની આબરૂ ઉપર તેણે પાણી ફેરવ્યું.
૫. શારદાબીલ સંબંધી **તમારો, તેનો** અને **મારો** વિચાર એક નથી.

જ્યારે એક બે કે વધારે નામ એક વિભક્તિમાં હોય તો છેલ્લા નામને વિભક્તિનો પ્રત્યય લાગે છે. દા. 'પટાવાળાને' પણ જુદાં જુદાં સ્પષ્ટ નામ બતાવવા દરેકને લાગ્યાં છે. દા. મહેતાજીને, છોકરાંને, પટાવાળાને ત્રીજા વાક્યમાં જો કે 'અહમદ'ને પ્રત્યય લાગેલો નથી. તોપણ તેના પછીના પદની જે વિભક્તિ છે તેજ અહમદની છે. જ્યારે સામાજિક શબ્દ હોય છે ત્યારે છેલ્લા શબ્દને વિભક્તિના પ્રત્યય લાગે છે. દા. 'બાપદાદાની'. જ્યારે સર્વનામ એકજ વિભક્તિમાં હોય છે ત્યારે દરેકને પ્રત્યય લાગે છે. દા. 'તમારો', 'તેનો' અને 'મારો'.

૧. કાશી, લલ્લુ અને છગન **એમણે** પાઠ કર્યા નહોતા.

૨. વાલ્મીકિ, કાળિદાસ, ભવભુતિ વગેરેની ખ્યાતિ હજુ કાયમ રહે છે.

પહેલા વાક્યમાં કાશી, લલ્લુ અને છગન, આ નામો પહેલી વિભક્તિમાં છે. '**એ**'ના રૂપને ત્રીજી વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે. તેવીજ રીતે 'વગેરેની' એને છઠ્ઠીનો પ્રત્યય લાગેલો છે.

---

# પાઠ ૨૦ મો

## વિરામચિહ્ન

આપણા વિચાર આપણે બોલીને કે લખીને દર્શાવીએ છીએ. જ્યારે અમુક વિચાર કે લાગણી વાકયોદ્વારા બોલીને જણાવીએ છીએ ત્યારે મનનો ભાવ બરાબર સમજાવવાને માટે અમુક ઠેકાણે અટકવું પડે છે. જો વાકય બહુ લાંબુ હોય તો વચમાં શ્વાસ મૂકીને જરા આરામ લેવાની જરૂર પડે છે. આ બે કારણને લીધે વાકયના અમુક ભાગ આગળ થોડું કે વધારે થોભવું પડે છે. પણ જે બાબત લખેલી હોય છે તે સ્પષ્ટ કરવાને માટે બોલવાના કરતાં તેમાં અમુક જગાએ અટકવાની ખાસ જરૂર પડે છે; નહિતો લખનારનો હેતુ બરાબર સમજાતો નથી. જે ઠેકાણે અટકવાનાં ચિહ્ન કર્યાં હોય છે તેને વિરામ–( વિઃ વિશેષ અને રમ્=અટકવું )–ચિહ્નો કહે છે. ૧. એક છોકરો માથે ટોપી, હાથમાં લાકડી, પગમાં જોડા, સાથે તળાવ ભણી નાઠો. ૨. એક છોકરો, માથે ટોપી હાથમાં, લાકડી પગમાં, જોડા સાથે તળાવ, ભણી નાઠો. દા. (૨) પોરસ બહુ શૌર્યથી લડયો, કમનસીબે વરસાદે તેના લશ્કરની ખરાબી કરી, પણ તે ડગ્યો નહિ.

(૨) પોરસ બહુ શૌર્યથી લડયો કમનસીબે, વરસાદે તેના લશ્કરની ખરાબી કરી પણ, તે ડગ્યો નહિ.

ઉપરનાં વાકયોમાં શબ્દો એકનાએકજ છે પણ વિરામચિહ્નો બરાબર નહિ મૂકવાથી જુદો અર્થ થઈ જાય છે, તેથી લખાણમાં યોગ્ય ચિહ્નો મૂકવાથી અર્થ સ્પષ્ટ થાય છે. આવાં વિરામચિહ્નો નીચે પ્રમાણે છેઃ—

(૧) પૂર્ણવિરામ. (૨) અર્ધવિરામ. (૩) અલ્પવિરામ, (૪) ગુરુવિરામઃ (૫) પ્રશ્નાર્થ. (૬) ઉદ્‌ગાર ચિહ્ન ! (૭) અવતરણ ચિહ્ન " " કે. ' ' (૮) કૌંસ ( ) (૯) ગુરુરેખા– (૧૦) અપસારણ ચિહ્ન.

## ૧. અલ્પવિરામ.

જે નામ સમાન અર્થે હોય તેની વચમાં અલ્પવિરામ મૂકવું: ભારત વર્ષનો છેલ્લો સમ્રાટ્, હર્ષ, સાહિત્યનો શોખીન હતો. ગુજરાતના રાજા, મુઝફ્ફરશાહ ત્રીજાને અકબરે હરાવી રાજ્ય લઈ લીધું.

૨. બેજ શબ્દ ઉભયાન્વયી શબ્દથી જોડાએલા હોય તો તેમની વચ્ચે અલ્પવિરામ ચિહ્ન આવતું નથી. દા. ગાય અને વાછરડી ઝાડ નીચે બેઠાં છે.

૩. એકજ જાતનાં ત્રણ કે તેથી વધારે પદો ઉભયાન્વયી અવ્યયથી જોડાયાં હોય તો છેલ્લા સિવાય દરેક પદ પછી અલ્પવિરામ મૂકવું. દા. સિંધુ, બ્રહ્મપુત્રા, ગંગા અને જમના, એ ઉત્તરહિંદની મોટી નદીઓ છે. કાળા, ધોળા, રાતા અને કાબરચિતરા, એ ઘોડાની જાતો છે. જે માણસ શાંતિથી, યુક્તિથી અને કાળજીથી કામ કરે છે તેને જરૂર ફતેહ મળે છે. ગરીબ લોક કરકસર કરે, પૈસાનો સંગ્રહ કરે અને તેનો સારો ઉપયોગ કરે તે માટે સરકારે ટપાલમાં પેઢી કાઢેલી છે.

૪. સંબોધનાર્થે આવેલા શબ્દો પછી અલ્પવિરામ આવે છે. સાહેબ, તમે કહ્યું તે હવે મારા ધ્યાનમાં ઉતર્યું. રામશંકર, તું હમણાં ક્યાં જાય છે?

૫. ગૌણ વાક્ય મોટું હોય તો તેની પછી અલ્પવિરામ મૂકાય છે.

દરેક મનુષ્યે પોતાનું કામ ખરા જીગરથી કરવું, એ તેની ફરજ છે. જે વિદ્યાર્થી વર્ગમાં બરાબર હાજર રહેતો નથી, પોતાની તંદુરસ્તી જાળવતો નથી, નિયમિત અભ્યાસ કરતો નથી, તેને પરીક્ષા વખતે ઘણી હાડમારી વેઠવી પડે છે. જો ગૌણ વાક્ય નાનું હોય તો અલ્પવિરામની જરૂર રહેતી નથી. દાંત સાફ રાખવા એ ફાયદાકારક છે.

જ્યારે વાક્યમાં સમાનાર્થે એ, તે, સર્વે, વગેરે શબ્દો આવે છે ત્યારે તેની પહેલાના દરેક શબ્દની પછી અલ્પવિરામ મૂકાય છે.

૧. ઘઉં, કપાસ, કઠોળ, એ શિયાળુ પાક છે.

૨. આ છોકરાની ચોપડી, નોટ, એટલાસ, વગેરે ફાટેલાં છે.

૩. ગામનાં, સ્ત્રી, પુરુષ, છોકરાં, સર્વે મેળો જોવા ગયાં હતાં.

૪. જે સંયુક્ત વાકયો 'તેથી', 'અને', 'માટે', 'પણ' જેવા શબ્દોથી જોડાયાં હોય છે એમની પહેલાં અલ્પવિરામ મૂકાય છે.

માણસે માંદગી વગેરે અણધારેલી વિપત્તિને **માટે**, કે ઘડપણમાં શરીર નબળું પડી જાય અને કામ કરવાને અશક્ત થાય તે સમય **માટે**, કે મરણ પછી છોકરાના લાભ માટે, દ્રવ્ય સંઘરી રાખવું જોઈએ. તમારે આવકના પ્રમાણમાં ખરચ રાખવો જોઈએ, **અને** આવકનો કેટલોક ભાગ આગળના ઉપયોગ માટે બચાવવો જોઈએ. કેટલાક માણસની આવક ઘણી હોય છે, તોપણ તેમને બહોળે હાથે ખરચ કરવાની ટેવ પડી હોય છે. નરસિંહ મહેતાને તો સાધુસંતોનું તાન લાગ્યું હતું, તેથી મોટી વય થતાં કંઈ ધંધે વળગી શકયા નહિ.

જો વાકય ટૂંકું અને સ્પષ્ટ હોય તો અલ્પવિરામની જરૂર પડતી નથી. છગન રમવા ગયો અને પછી જમવા ગયો.

૭. છેવટે, ટૂંકામાં, ખરેખર, હવે, વળી, બીજું, જેમકે, વગેરે, ઇત્યાદિ, જેવા શબ્દની પહેલાં અલ્પવિરામ મૂકાય છે.

છેવટે, ન્યાયાધીશે તેને દેશનિકાલ કર્યો.

ખરેખર, આ વાત હવે સાચી પડી છે.

૮. આજ્ઞાર્થે, પ્રશ્નાર્થે અને ઉત્તરાર્થે જે ટૂંકા શબ્દ આવે તેની પછી અલ્પવિરામ મૂકવાં.

શું, તમે આ વાત જાણતા નથી ? હા, થોડા દિવસ ઉપર મેં એ વાત સાંભળી હતી.

જાઓ, જાઓ, તમેજ આ કામ કર્યું છે કે ?

૨. **અર્ધવિરામ**:—

જ્યારે વધારે વખત અટકવાની જરૂર હોય ત્યારે અર્ધવિરામ ચિહ્ન વપરાય છે.

૧. સંયુક્ત વાકયોમાં આવેલાં વાકયોની વચ્ચે અર્ધવિરામ મૂકાય છે. પછીથી તે ગૌણ સંયુક્ત હોય કે સંયુક્ત હોય. દા. આપણે બધા જાણીએ છીએ કે વરસમાં કેટલાક માસ તાપ અને કેટલાક મહીના ટાઢ વધારે પડે છે; વળી ઉનાળામાં તાપ વધારે અને શિઆળામાં ઓછો હોય છે.

કોઈપણ તંદુરસ્ત માણસની જુવાની ચાળીસ વર્ષે જતી રહેતી નથી; અને કેટલાએક દેશમાં તો તે વખતે માણસ ભરજુવાની-માં ગણાય છે; પણ તે પુરુષનાં વર્ષ વધારે ઝડપથી દોડયાં હતાં. જે ચાંપાનેર અસલ મોટું શહેર હતું; જ્યાં વનરાજના પ્રધાને કિલ્લો બંધાવ્યો હતો; અને જ્યાં જૈનોનાં સુંદર દહેરાં બાંધ્યાં હતાં ત્યાં આજ બધું ખંડિએર માલમ પડે છે.

૩. **ગુરુવિરામ:—**

કોઈ બાબત વર્ણન કે દાખલારૂપે કહેવી હોય તે વખતે આવું : ચિહ્ન વપરાય છે.

નીચેનાં વાકયોમાંથી ક્રિયાપદ શોધોઃ—

૧. ઝાડ સૂકાઈ ગયું છે તેથી તે હવે થોડા વખતમાં નીચે પડશે.

૨. બાગમાં જુદી જુદી જાતના છોડ છે, જેવા કે ગુલાબ, મોગરો, માલતી, બારમાસી, હજારી, હંસરાજ વગેરે.

૪. **પૂર્ણવિરામ:—**

પુરો વિચાર દર્શાવાથી વાકય બને છે અને તેથી તેને છેડે પૂર્ણવિરામ . મૂકાય છે. તેમજ આજ્ઞા અને આશીર્વાદ આપવામાં આવે છે ત્યારે વાકયને છેડે પૂર્ણવિરામ મૂકાય છે. દા. હમણાં પવન બહુ વાય છે. તમે સુખી રહો. જલદી આવો.

સંક્ષિપ્ત રૂપ બતાવનાર અક્ષરો પછી પૂર્ણવિરામ મૂકાય છે.

દા. તા. ક., એ. ડે. એ., ઈ., રા. રા., તા.

ચોપડીમાં જ્યાં વાકય હોતું નથી પણ શબ્દોજ હોય છે ત્યાં વિરામચિહ્ન મૂકાતું નથી.

વ્યાકરણ ભાગ ૧

નામ, સર્વનામ

क. ख. ग. જેવા આંકડા આગળ ચિહ્ન મૂકાય છે,

**૫. પ્રશ્નાર્થચિહ્નઃ—**

વાક્યમાં પ્રશ્ન કર્યો હોય છે ત્યારે તેને છેડે ? પ્રશ્નાર્થ ચિહ્ન મૂકાય છે. દા. તમે આજે કેમ નરમ જણાઓ છો ? શું વરસાદ આવે એમ લાગે છે ? તેણે પૂછ્યું કે હું હમણાં જાઉં ?

**૬. ઉદ્‌ગારચિહ્નઃ—**

હર્ષ, શોક, આશ્ચર્ય, ગભરાટ, વગેરે મનની લાગણી બતાવનાર શબ્દ પછી ઉદ્‌ગારચિહ્ન ! આવે છે. અહા ! આ શું તેણે કર્યું ! અરે ! તે બિચારો ચગદાઇ ગયો !

**૭. અવતરણચિહ્નઃ—**

કોઈના બોલેલા કે લખેલા શબ્દો તેજ રૂપમાં બતાવવા હોય તો તે શબ્દો પહેલાં અને પછી "      " એવું અવતરણ ચિહ્‌ન મૂકાય છે. વાક્ય નાનું હોય તો (    ) શબ્દ સમૂહમાટે આમ ચિહ્‌ન મૂકાય છે.

દા. "સત્ય મેવ જયતે" એ સનાતન સત્ય છે.

'ક્રિયાવિશેષણ' એ ક્રિયાપદનો ગુણ બતાવે છે.

૮. વાક્યનો અર્થ વધારે સ્પષ્ટ કરવા જે કંઇ વિશેષ જણાવ્યું હોય તે [    ] (    ) કૌંસમાં મૂકાય છે. તેને મૂકી દેવાથી અર્થમાં ફેર પડતો નથી.

દા. ઔરંગઝેબની રાજનીતિ (ધર્માંધપણું) મોગલ રાજ્યની પડતીનું મુખ્ય કારણ હતું.

**૯. વિગ્રહરેખાઃ—**

એ—નાની રેખા શબ્દને છુટા પાડવામાં વપરાય છે અથવા લખતાં લખતાં શબ્દ અધુરો છે તે બતાવવા વપરાય છે. સર્વ—નામ, મા—બાપ, કન્યા—શાળા.

**૧૦. ગુરુરેખાઃ—**

એ વિગ્રહરેખા કરતાં મોટી છે. વર્ણન કરવામાં તથા ઉદાહરણ જણાવવામાં આવી–ગુરુરેખા મૂકાય છે.

દા. કૉપિ લખતી વખતે શાહી, કાગળ, ખડીઓ, કલમ–આ સાહિત્ય તૈયાર હોવાં જોઈએ.

વિશેષણના બે પ્રકાર છે–વિકારી અને અવિકારી.

**૧૧. અપસરણ ચિહ્નઃ—**

કંઈ લખતી વખતે હકીકત વધારે સ્પષ્ટ કરવાને અથવા વચમાં સૂઝી આવે તે દર્શાવવા તેની પહેલાં- અને તેની પછી–આવાં અપસરણચિહ્નો મૂકાય છે.

દા. અહલ્યાબાઈ—પવિત્ર, ધર્મિષ્ઠ, કર્તવ્યનિષ્ઠ અને ન્યાયી- એના રાજ્યમાં પ્રજા સુખી હતી.

**૧૨.** વિરામચિહ્નો કેવી રીતે વપરાયાં છે તેઃ—

(૧૨) (अ) સિદ્ધરાજ હે વાયુપુત્ર બળનિધાન દુઃખીઆના બેલી હું તને આ રુદ્રમાળનો રક્ષક કરૂ છું. જગતે મને સિંહનું ઉપનામ આપ્યું છે પણ હું રંક તરણા સરખો છું મનુષ્ય તે કોણ માત્ર ચાળીસ પચાસ વર્ષનું ધ્રણું તો તેનું પરાક્રમ તેમાં તે શું કરે જ્યારે શત્રુનાં વાજાં આવી અહીંઆ ગગડશે ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ અને હું કોણ જાણે કયાં રખડતો હઇશ ત્યારે રક્ષા કોણ કરશે હે હનુમાન સહાય તે સમે તારાથી થાય તો થાય હે વાયુ પુત્ર તું ત્યારે આલસ્ય કરતો નહિ અરે મારૂ એટલું નામ રાખજે આ હું દીનભાવે પ્રાર્થના કરૂં છું અરે અત્યાર સુધી મેં મારી પ્રજાની રક્ષા બીજો કોઇને દેવ કે દૈત્યને સોંપી નથી તે હું આજે તે માટે કરગરૂં છું એથી દીનભાવ બીજો કેવો

**ब,** સિદ્ધરાજ—હે વાયુ પુત્ર! બળ નિધાન! દુઃખીઆના બેલી! હું તને આ રુદ્રમાળનો રક્ષક કરૂં છું. જગતે મને સિંહનું

ઉપનામ આપ્યું છે, પણ હું રંક તરણા સરખો છું. મનુષ્ય તે કોણ માત્ર! ચાળીસ વર્ષનું ધણું તો તેનું પરાક્રમ તેમાં તે શું કરે! જ્યારે શત્રુનાં વાજાં આવી અહીંઆં ગગડશે, ત્યારે મારી ભસ્મ પણ હશે નહિ, અને હું કોણ જાણે ક્યાં રખડતો હઇશ, ત્યારે રક્ષા કોણ કરશે?

હે હનુમાન, સહાય તે સમે તારાથી થાય, તો થાય. હે વાયુ પુત્ર, તું ત્યારે આલસ્ય કરતો નહિ. અરે! મારૂં એટલું નામ રાખજે. આ હું દીનભાવે પ્રાર્થના કરૂં છું. અરે! અત્યારસુધી મેં મારી પ્રજાની રક્ષા બીજા કોઇને, દેવ કે દૈત્યને, સોંપી નથી તે હું આજે તે માટે કરગરૂં છું. એથી દીનભાવ બીજો કેવો!

૧૩. નીચેનાં વાક્યોમાં વિરામચિહ્નો મૂકોઃ—

૧. વિક્રમરાજા પરાક્રમી ન્યાયી સુવિખ્યાત અને ધર્મિષ્ઠ હતો.

૨. વરસાદ પડયો પડે છે કે પડવાનો છે એ હું જાણતો નથી.

૩. ત્યાં તમે ગયા હોત કે ના ગયા હોત તોપણ તે કામ તો થવાનુંજ હતું.

૪. આ ન્યાયાધીશ નમ્ર વિવેકી અને માયાળુ છે પણ તેની પહેલાનો ન્યાયાધીશ મિજાજી અને અસભ્ય હતો.

૫. શાહજહાનનો મોટો દીકરો દારા વિદ્યાનો શોખીન હતો. ૬. ચોરી કરવી એ મોટું પાપ છે. ૭. આપણા દેશમાંથી તેલીબીઆં કપાસ ઘઉં ચોખા સણ વગેરે પરદેશ જાય છે. ૮. કોઇપણ પ્રાણીનું ભલું કરવું એ નીતિશાસ્ત્રનું સૂત્ર છે. (૯) અલ્યા છગન આટલી શી નાની પોતડી પહેરી નિશાળે કેમ આવ્યો છે. (૧૦) વારૂ તમે કહ્યું તે ઠીક છે. (૧૧) અરે ભગવાન આશો તારો ગજબ. (૧૨) મેં તેને વારંવાર કહ્યું છતાં તે જરાપણ ડગતો નથી. (૧૩) બનતાં સુધી રાજકાજમાં છેલ્લે પાટલે બેસવું નહિ એ તેનું જીવનસૂત્ર હતું. (૧૪) પ્રાણલાલ આ સાલ બી એ ની પરીક્ષામાં પાસ થયો.

